વર્ષ-૧લું 'યુગધર્મ' ગ્રંથમાળા પુસ્તક-૨જું

# લીઝા

## એક સર્વાંગ સુંદર પ્રેમકથા



પ્રકાશક

'યુગધર્મ' કાર્યાલય

ચાર રસ્તા : ખાડિયા

અષાઢ અમદાવાદ ૧૯૮૬

રશિયન સાહિત્યસ્વામી તુર્ગેનેવ કૃત

# લીઝા

અનુવાદક:

ભોગીલાલ ગાંધી



યુગધર્મ ગ્રંથમાળા : અમદાવાદ

સંપાદક:—

રામભાઈ પટેલ
'યુગધર્મ' કાર્યાલય.
ખાડિયા : ચાર રસ્તા
અમદાવાદ



મૂલ્ય

વાર્ષિક ફાળે
૧-૪-૦ પાકું પૂઠું.
૧-૦-૦ કાચું પૂઠું.

છૂટક
૨-૦-૦ પાકું પૂઠું.
૧-૧૨-૦ કાચું પૂઠું.

વાર્ષિક લવાજમ
૫-૦-૦ પાકું પૂઠું.
૪-૦-૦ કાચું પૂઠું.

પહેલી આવૃત્તિ
અષાડ : ૧૯૯૬

મુદ્રક:—

વિઠ્ઠલભાઈ દેશાઈભાઈ પટેલ
: અશોક પ્રિન્ટરી :
ચાર રસ્તા : અમદાવાદ

## શાંતાને.........................



પારેવાં શાં અતિવ દૂર સમા............

તો ય આંસુની સ્મૃતિને
દર્ભી રહી મૂરતિને
અંગે ક્ષણિક પકડી, વિનલોપનાથી
ઉગારી, 'ખલદિલ' નું ઉજળું હસીને
તે આ 'હજાર ઉમદા હૃદયોની ગાથા'
અર્પું તને—અરપું તો—કરશે શું દંડો ?

# શ્રી. ભોગીલાલ ગાંધીકૃત ગ્રંથો

**પ્રસ્થાન કાર્યાલય**

**દેવદાસ** ( શરદબાબુ )

**ગુર્જરરત્ન કાર્યાલય**

**કાશીનાથ** ( શરદબાબુ )

[ રમણલાલ સોનીના સહકારમાં ]

**આર. આર. શેઠની કું.**

**સાવકી મા** ( શરદબાબુ )

[ રમણલાલ સોનીના સહકારમાં ]

**ક્ષમા** ( શરદબાબુ )

**ચરિત્રહીન** ,,

**નવી દુનિયા કાર્યાલય**

**સુભાષચંદ્ર** ( જીવનચરિત્ર )

[ શ્રી. કકલભાઈ કોઠારી તથા શ્રી. ઓઝાના સહકારમાં ]

**અમ્મા** ( નવલકથા )

[ મૅક્સિમ ગૉર્કીની MOTHERનું રૂપાંતર ]

**શરદ કાર્યાલય**

**ગૃહદાહ** ( શરદબાબુ )

**યુગધર્મ ગ્રંથમાળા**

**લીઝા** ( નવલકથા )

[ રશિયન નવલકથાકાર તુર્ગેનેવની Lizaનો અનુવાદ ]

**વિશ્વસાહિત્યની વાર્તાઓ** [ દરેક દેશની એક ઉત્તમ વાર્તા ]

**ભાભી** ( ટાગોર )

## હવે પછી

**પવિત્ર નારી** [ અંગ્રેજી ઉપરથી નવલકથા ]

**ચિર વિદાય** [ મૌલિક કાવ્યોનો સંગ્રહ ]

**ગોર્કી** [ સંપૂર્ણ જીવન ચરિત્ર ]

# સંપાદકનું નિવેદન

'યુગધર્મ' માળાના બીજા પુસ્તક તરીકે અમે શ્રી. 'સંજય'નાં જીવનનાં વહેણો એપ્રિલમાં પ્રગટ કરવા માગતા હતા પરંતુ લેખકના અન્ય વ્યવસાયોને કારણે પૂરી હસ્તપ્રત અમને મળી ન શકી એટલે ત્રીજા પુસ્તક તરીકે જેને આપવા ધારેલ તેને બીજું પુસ્તક નક્કી કરીને એકદમ તૈયાર કરાવવું પડ્યું. આમ છતાં ય અમારા નિર્ણિત સમય કરતાં પ્રકાશન ઘણું મોડું થાય છે એ બદલ ગ્રાહકબંધુઓની અમે માફી માગી લઈએ.

હવે કિતાબ પરત્વે બે બોલ. ટુર્ગેનીવની આ અતિ પ્રખ્યાત કલાકૃતિને ગુજરાતીમાં સરળ શૈલી ને સુંદર ભાષામાં ઉતારવામાં શ્રી. ગાંધી સફળ થયા છે એમ અમને લાગે છે. ગુજરાતી અનુવાદિત નવલસાહિત્યમાં પશ્ચિમની આ એક બહુમૂલ કલાકૃતિ આનંદપ્રદ ઉમેરો કરે છે એમ પણ અમને લાગે છે. મધુર, મનોમય ને છતાં અદ્ભુત કરુણપ્રસંગથી છલકાતી આ કથા દિલ હલાવી મૂકે એવી છે. લીઝાની અસાધારણ ત્યાગવૃત્તિ ને પોતાના ભવ્ય આદર્શો, રોમાંચક ને તુષ્ટિવાંચ્છુ પ્રણયનાં નિશ્ચયો એક ઝટકે ખંડેર બની જતાં નિહાળતાં છતાં લેવેટ્સ્કી જે પ્રણયભક્તિશાન્ત હૈયે એ જખમ સહી લે છે ને જીવનભર એ છાની મૂક, મર્મવિદારક ને કાતિલ આત્મવેદના વહ્યા કરે છે એ ખરેખર ઉત્કૃષ્ટ નીતિસંસ્કારનું પ્રતિબિંબ પાડી જાય છે. બાકીનો વાર્તારસ તો પુસ્તક પોતે જ પ્રગટ કરશે એ જોવાનું વાચક ઉપર જ છોડી દઈએ છીએ.

# આ મુ ખ

**રશિયાના** એક સર્વોત્તમ નવલકથાકાર ઈવાન ટુર્ગેનિવની 'એક સર્વોત્તમ' ગણાયેલી નવલકથાનો આ અનુવાદ છે. મૂળ રશિયનમાં '**નેસ્ટ** ઓફ **નો**બલ્સ' અને **અં**ગ્રેજીમાં વાર્તાના મુખ્ય પાત્રના નામ ઉપરથી '**લી**ઝા' એવું શીર્ષક રાખવામાં આવેલ છે. દુનિયાની મોટા ભાગની ભાષાઓમાં આનો અનુવાદ થઈ ચૂક્યા છે. આપણે ત્યાં આ પ્રથમ જ છે. હિંદી, બંગાળી, તથા મરાઠીમાં હજી ભાષાન્તર થયાની મને જાણ નથી, મોટે ભાગે નથી થયાં.

રશિયામાં '**લી**ઝા' એક દેશવ્યાપી પાત્ર બની ગયેલ છે—એક કહેવતરૂપ. રશિયાની તળપદી જુવાન કુમારિકાની બધી વિશેષતાઓ '**લી**ઝા'માં ઊતરી ચૂકેલી છે, એમ તેઓ માને છે. અને "આખા રશિયાએ એની ઉપર આંસુ સાર્યાં છે." એમ વિવેચકો લખે છે.

આ નવલકથાનાં કેટલાંક પ્રકરણો—અને વિશેષ કરીને તેનો "**અં**ત" 'રશિયન રોમાન્સ'ની વિશેષતા મનાય છે.

**વ**ર્ષો પહેલાં—લગભગ નવ વરસ પહેલાં યરવડા જેલમાં આ નવલકથા વાંચેલી. પછી ૧૯૩૬ માં અને ત્રીજી વાર ૧૯૩૯માં વાંચી. આજે તક પ્રાપ્ત થતાં એનો અનુવાદ રજૂ કરું છું. એક સાદી 'પ્રેમકહાણી' હોવા છતાં બીજી તમામ પ્રેમકથાઓ કરતાં

આ જુદી જ પડે છે. ઉન્મત્ત પ્રણયના આવેગને સ્થાને અહીં સંયમી, અને ભક્તિશીલ વાતાવરણ નીચે પ્રેમની સતત વહેતી એક આછી ઝરણી નજરે પડે છે; ક્વચિત નજરે ય નથી પડતી, છતાં વહ્યા તો કરે જ છે. લીઝા સાધ્વી બની ગયા પછી પણ તેના હૃદયમાં ય આ ઝરણી વહી રહ્યાની પ્રતીતિ વાચકને 'અંત'ના અંત વાંચતાં જરૂર થશે જ. ભગ્નહૃદયના ઉન્માદ, એનાં તોફાનો, એની હૈયાફાડ વેદનાને બદલે શાંત, સ્વસ્થ, ઊંડાણભરી સતત 'ઉદાસીનતાનો' જ પરિચય નવલકથાના નાયક લેવ્રેટ્સ્કીમાં પણ થાય છે. એ રીતે આ નવલ-કથા પ્રેમકથાઓમાં અજોડ છે. અમુક માનસને તો સર્વોત્તમ લાગ્યા વિના નહિ જ રહે.

મેં અનુવાદ કરવો જ ઉચિત ધાર્યો છે. ક્યાંક થોડુંક ટૂંકાવ્યું છે, કે નહિ જેવું કંઈક છોડી દીધું છે, એ સિવાય કશો મહત્ત્વનો ફેર નથી કર્યો. આપણા વાચકોની સરળતાનો ખ્યાલ લક્ષમાં રાખી આખાં લાંબાં રશિયન નામોને બદલે તેમના પ્રચલિત નામાંશનો જ ઉપયોગ કર્યો છે—હા, જ્યાં બીજાં નામનું મહત્ત્વ સવિશેષ જણાયું છે ત્યાં તો એનો ઉપયોગ કર્યો પણ છે.

અને આ બધું સાચવીને ગુજરાતીમાં એકધારું વાચન બને, એમ કરવા મથ્યો છું.

આ અનુવાદમાં **માલસર**ની એકાંત રમણીયતાનો ય હિસ્સો છે એટલું સાનંદ કહી લઉં.

તા. ૨૬-૮-૪૦ }
**માલસર** }

**અનુવાદક**

# પરિચય

## ઇવાન તુર્ગેનેવ

**જન્મ: રશિયાના ઓરેલ પરગણામાં-૧૮૧૮ના નવેમ્બરની ૭મી**

**મૃત્યુ: ફ્રાન્સના બુજીવલપ્રદેશમાં—૧૮૮૩ના સપ્ટેમ્બરની ૩જી**

**૧૯મી** સદીને-આખીને આવરી બેઠેલા આ મહાન સાહિત્યકાર તુર્ગેનેવને તેજસ્વી રશિયન ગદ્યનો પુરસ્કર્તા તરીકે લેખવામાં આવે છે. પુશ્કિને રશિયન કાવ્યમાં જે ચમત્કૃતિ સર્જી, તુર્ગેનેવે ગદ્યમાં એ કર્યું.

સ્વભાવે તે કવિ હતો, ઊર્મિશીલ હતો. એણે સાહિત્ય-લેખનની શરૂઆત કાવ્યથી જ કરી. પણ પછી એની હથોટી નવલકથા ઊપર બેઠી ને એણે એમાં જ વિખ્યાતિ પ્રાપ્ત કરી. ટૂંકી વાર્તાનો પ્રયોગ તેણે શરૂ કરીને જતો કરેલો.

એણે ૧૮૫૨ માં કેટલાંક રેખાચિત્રો પ્રસિદ્ધ કર્યાં, જેણે એને સરકાર તરફથી 'દેશવટા' ની—એના પ્રદેશમાંથી બહાર ન નીકળવાની-સજા અપાવી. એ બે વરસ તેને ફરજિયાત તેના ગામડે જ કાઢવાં પડ્યાં. સજા પૂરી થતાં તે ફ્રાન્સ ગયો અને જીંદગીનો ઘણો સમય તેણે ત્યાં જ વીતાવ્યો.

આમ, જન્મભોમથી દૂર પડેલા કવિહૃદયે કલમ હાથમાં લીધી, આજમાની અને થોકબંધ નવલકથાઓએ એને કેવળ રશિયાના જ

નહિ પણ દુનિયાભરના ઉચ્ચ ઉમદા સાહિત્યકાર તરીકેની ખ્યાતિ અપાવી. પરંતુ સાથે સાથે જે દિવસોમાં તે જીવતો હતો, જે દિવસોની એ કથા લખતો હતો, જે જમાનાનાં રશિયાનાં પાત્રો તે પેદા કરતો હતો એની અને વાસ્તવિક પાત્રો, વાસ્તવિક જમાનાની વચ્ચે ઘણું અંતર હતું. એની અનેક નવલકથાઓએ એ જમાનાના ક્રાંતિકારોને નિરાશ કર્યા છે, બીજી બાજુથી રૂઢિચૂસ્તોને ઉશ્કેર્યા પણ છે. પરંતુ સૌએ મુગ્ધ બનીને એની અદ્ભુત સુંદર કલાનું હોંશે હોંશે પાન તો કર્યું જ છે.

આ મહાન કલાકાર વિશે આન. મોરિસ બારિંગ, જેમણે રશિયન દેશમાં પરિભ્રમણ કરી તેના સાહિત્યનો ઊંડો અભ્યાસ કર્યો છે, તેઓ લખે છે કે—

તુર્ગેનિવ સૌ કરતાં વધુ કવિ હતો. પુશ્કિને અધૂરું મૂકેલું કાર્ય એણે પૂરું કર્યું છે. એણે અમર ગદ્યનું સર્જન કર્યું છે. પુશ્કિનના જેટલી જ ગળાકા વગરની એની પ્રવાહી શૈલી છે. એનાં સ્ત્રી પાત્રો એટલાં જ તેજસ્વી, પારદર્શક સાહાય્યથી ભરેલાં છે: એનાં બહુજીવનનાં ચિત્રો અને ગ્રામજીવનના પ્રસંગો નિસર્ગના સત્યથી એટલાં જ ભરપૂર છે. એક કલાકાર તરીકે પ્રમાણનું ભાન એનામાં અપાર છે, સુસ્પષ્ટ રેખાઓનું એને પૂરું ગાન છે, અને વિચાર તથા વક્તવ્ય વચ્ચેના સંપૂર્ણ મિલનની પ્રતીતિ એ કરાવે છે. એનાં પ્રત્યેક પાત્રો એ જમાના માટે અવાસ્તવિક છતાં જીવંત છે.

'સ્પોર્ટસમેન્સ સ્કેચીઝ,' 'રૂડિન,' 'આન ધ ઈવ,' 'સ્મોક,' 'ફાધર એન્ડ સન્સ,' 'લીઝા,' 'ધ સિંગર્સ,' 'ડેથ,' 'વર્જીન સોઈલ' વગેરે દ્વારા એણે માનવીના આંતરિક લાગણી વિષયક

જીવન ઉપરાંત સામાજિક, કૌટુંબિક, નિરીશ્વરવાદને લગતી તથા રાજકીય સમસ્યાઓ રજૂ કરી એક આખી અનોખી કલાસૃષ્ટિ સર્જી છે. લીઝાએ જેમ એને અનહદ લોકપ્રિયતા અપાવી છે, એમ 'ફાધર એન્ડ સન્સ' લખી એણે બદનામી, રોષ અને ઉહાપોહ વહોર્યાં છે.

પુશ્કિન, લરમેન્ટોવ, ગોગોલ વગેરે પૂર્વગામીઓ તથા ચેખોવ, દોસ્તોવસ્કી, ટોલ્સ્ટોય વગેરે અનુગામીઓમાં આપણા આ સાહિત્યસ્વામીનું સ્થાન અચૂક ઊંચું છે. એટલું જ નહિ પણ ગોર્કીથી શરૂ થતા ક્રાંતિકારી યુગમાંય આ પ્રતિભાવાન સાહિત્યકારની લોકપ્રિયતા ઓછી નથી.

તા. ૨૪-૧-૪૦<br>
અમદાવાદ

**ભોગીલાલ ગાંધી**

# શુદ્ધિ

[ પૃષ્ઠ ૨૭ થી ૬૪ વચ્ચેની મુદ્રણની ભૂલો ]

| પૃ. | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨૩ | ૬ | પસંદથી | પસંદગીથી |
| ૨૩ | ૧૭ | તેમ | તે જ |
| ૨૫ | ૯ | સ્ત્રીઓએ બધી બાબતોમાં તો | સ્ત્રીઓએ તો બધી બાબતોમાં |
| ૨૫ | ૨૮ | થોડા | ઘોડા |
| ૩૦ | ૫ | ' અર્ધગંભીર ' અને ' હળાવી 'ની વચ્ચે 'સ્વરૂપ આપી ' ઉમેરી લેવું. | |
| ૩૨ | ૧ | પાળવાની | પામવાની |
| ૩૩ | ૧૧ | બેઠેલા આ | બેઠા રહ્યો. |
| ૩૪ | ૧૬ | ભણવાનું | ભણાવવાનું |
| ૩૮ | ૧૫ | ગણ્યા | ઘણા |
| ૪૨ | ૧૧ | લીધું | લીધા |
| ૪૨ | ૧૪ | રૂબાબ | રૂવાબ |
| ૪૪ | ૨૦ | નથી | આથી |
| ૪૪ | ૨૪ | શકાય | શકાઈ |

૪૯ ૪થી લીટી પછી ઉમેરો—" ક્યાં ? સેત્રીકીમાં ? "

| પૃ. | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૫૧ | ૧ | ને | તે |
| ૫૧ | ૪ | શિખાડયું | શિખવ્યું |
| ૫૨ | ૫ | મારી | તારી |
| ૫૩ | ૨ | 'ખરું' અને 'છું' ની વચ્ચે 'કહું' ઉમેરો. | |
| ૫૮ | ૯ | સંભળાવતો | સાંભળતો |
| ૫૮ | ૨૦ | તેને | તેના |
| ૫૯ | ૧૯ | પાસે ગામ | પાસેના ગામમાં |
| ૬૨ | ૯ | બાળકની | બાળકના |
| ૬૪ | ૧૮ | જીવન | જીવના |

ઉપરાંત 'સૈનોરકા' ને બદલે 'સેનોરિકા' તથા 'મોન્શેર' ને બદલે 'મોન્શર' વાંચવું.

# ૧

**ખુશનુમા** વસંતનો એક દિવસ બીડાઈ રહ્યો હતો. ઊંચે સ્વચ્છ આકાશમાં ગુલાબી મેઘખંડો તરી રહ્યા હતા. કેમ જાણે ધીમે ધીમે સરકી જવાને બદલે આસમાની ઊંડાણમાં જ ડૂબી શમી જવાના ન હોય!

૧૮૪૨ ની આવી એક સંધ્યાએ રાજનગરની એક હવેલીની અટારીએ બે સ્ત્રીઓ બેઠી હતી. એકની ઉંમર પચાસ અને બીજીની સીત્તેરની આસપાસ હશે. નાનીનું નામ **મેરિયા** અને મોટીનું **માર્કી** હતું. **મેરિયાએ** એક સરકારી અમલદાર સાથે "ઇચ્છાલગ્ન" કરેલું હતું. પહેલાં તો તેમની સ્થિતિ ગરીબ હતી પણ પાછળથી પૈસા અને નામના બંને તેઓ પામ્યાં હતાં. **મેરિયાનું** પિયરનું નામ **પેસ્ટોફ** હતું. નાનપણથી જ તેનાં માબાપ ગુજરી ગયાં હતાં. પણ એકંદરે તેણે શિક્ષણ સારું પ્રાપ્ત કર્યું હતું. પરણ્યાં પહેલાં તે તેના ભાઈને ઘેર રહેતી હતી પણ પાછળથી ભાઈની બદલી થઈ અને

પોતે ય કેલિન્ટાઈન સાથે પરણીને જુદું ઘર માંડી એ ને એ જ નગરમાં રહી. પંદર વર્ષના લગ્નજીવન પછી કેલિન્ટાઈન તો મેરિયાને છોડી સદાને માટે ચાલ્યો ગયો. પણ મેરિયા માટે આ ઘર કે ગામ છોડી બીજે ક્યાંય જવું શક્ય ન હતું.

માર્ફા મેરિયાની ફોઈ હતી. તે સ્વતંત્ર વિચાર અને મિજાજ-વાળી હતી. મોજીલી પણ ઓછી ન હતી. સામાન્ય સ્થિતિ હોવા છતાં કેમ જાણે ધનમાં આળોટતી ન હોય એવી રીતે તે રહેતી. મેરિયા કેલિન્ટાઈનને પરણી પછી તેણે (માર્ફાએ) પોતાને ગામડે જઈ ખેડૂતના ધૂમાડિયા ઝૂંપડામાં રહેવું પસંદ કર્યું. પણ કેલિન્ટાઈનની હકૂમતમાં તો નહિ જ. કંઈ નહિ તો ય દસ વરસ તેણે એમ ગાળ્યાં હતાં. તે ખૂબ "આખા બોલી" અને "હૈયે તેવું હોઠે" એવા સ્વભાવની હતી

"છે શું ? શાના નિસાસા ભરે છે ?"

"કંઈ નહિ" મેરિયાએ જવાબ આપતાં ઊંચે નજર કરી કહ્યું. "કેવાં સુંદર વાદળાં છે !"

"એનું ય તને દુઃખ થતું લાગે છે, નહિ ?"

મેરિયા મૂંગી જ રહી.

"સર્જિયસ હજી સુધી શું કામ નહિ આવ્યો હોય ?" માર્ફા કશુંક ગૂંથતાં ગૂંથતાં બોલી: "આવ્યો હોત તો તારી સાથે નિસાસા ભરવા તો લાગત ! અને કંઈ નહિ તો બેચાર ગામગપાટા તો જરૂર સંભળાવત."

"તમે તો એની વાત નીકળતાં કરડાકીથી જ બોલો છો, ફોઈ ! સર્જિયસ કંઈ છેક મુફલિસ આદમી નથી—એમ તો માનમોભાવાળો છે."

"માનમોભાવાળો !" વૃદ્ધા ટાણો મારતી હોય એમ બોલી.

"એમનો તો એ કેટલો વિશ્વાસુ હતો ! એમની વાત નીકળતાં હજી ય બિચારો ગળગળો થઈ જાય છે."

"હાસ્તો, કેમ નહિ? તારા જ ધણીએ તો એને કાદવમાંથી બહાર ખેંચી કાઢ્યો હતો !" માર્ફાના હાથમાંનો સોયો ખૂબ વધારે ગતિથી ચાલી રહ્યો હતો. તે બોલી: "દેખાય છે તો ગરીબ ગાય જેવો. પણ પૂછજો એને–આવડો મોટો થયો. પણ જૂઠું બોલવું હોય કે કોઈની નિંદા કરવી હોય, એ સિવાય એણે કદી હોઠ ઉઘાડ્યા છે? અલબત્ત સરકારી કૌંસિલર છે, એની ના નહિ. પણ લાગે છે જાણે બામટાનો જ દીકરો !"

"કઈબા ! દુનિયામાં સર્વગુણસંપન્ન તો કોણ હોય છે? એની કોણ ના કહે છે કે એનામાં ય દુર્ગુણ છે? એનું એવું ભણતર યે ક્યાં છે? ફ્રેંચ તો પૂરું બોલતાં આવડતું નથી ! ગમે તેમ કહો, પણ માણસ ઘણો લાયકનો છે, એમાં શંકા નહિ."

"હાસ્તો—કૂતરાની જેમ તારી સાથે લાડ કર્યા કરે એટલે બધું છે. એને ફ્રેન્ચ આવડે છે કે નહિ એની વાત હું ક્યાં કહું છું ! હું કહું છું એકે ભાષા ના આવડતી હોય ને સમૂળગો બોલતો જ ન હોય તો વધારે સારું. પછી, બીજું તો ઠીક, પણ જૂઠું બસતો તો અટકશે !" બોલતાં બોલતાં નીચે રસ્તા ઉપર નજર કરી માર્ફા બોલી: "લો, આ આવ્યો જ સમજો ને, શો તમારો 'લાયકનો આદમી' છે !—લાંબી લાંબી ફલાંગો ભરતો—પેલા બગલા જેવો જ કહો ને—ઠીંડયો આવે છે !"

મેરિયાએ વાળ ઠીક કર્યા. માર્ફાએ એની સામે એક આછું સ્મિત કર્યું.

"તારા માથામાં તો કંઈ બહુ ધોળા વાળ દેખાવા લાગ્યા છે! નોકરડીને ય આંખો છે કે નથી? બરાબર ચૂંટી કેમ કાઢતી નથી?" માર્ફાએ ટોણો માર્યો.

"તમે તો ખરું ચલાવ્યે રાખો છો—તમારી જાત ઘડી છાની ન રહેવા દો!" મેરિયાએ ચીડાયેલા સૂરે જવાબ આપ્યો.

નોકરે આવી સર્જિયસના આવ્યાની ખબર આપી.

# ૨

એક ઊંચો આદમી અંદર દાખલ થયો. ભરપૂર ભભકદાર એનાં કપડાં હતાં. એનું બધું જ સભ્યતા અને સજ્જનતાનું સૂચક હતું—એના સુઘડ ચહેરાથી માંડી એના બૂટ સુધીનું બધું જ. તેણે પહેલાં મેરિયાને અને પછી માર્ફાને નમસ્કાર કર્યા. અને ધીમે રહી હાથનાં મોજાં કાઢી મેરિયા પાસે જઈ તેના હાથ માનપૂર્વક પોતાને હોઠે લગાડ્યા. અને પછી આરામખુરશીમાં નિરાંતે બેસતાં આંગળીનાં ટેરવાં ઘસતો ઘસતો તે બોલ્યો, "લીઝા મઝામાં છે ને?"

"હા—તે બગીચામાં જ છે." મેરિયાએ જવાબ આપ્યો.

"અને લેનોચ્કા?"

"નાની ય ત્યાં જ છે. કેમ કંઈ ખબર?"

"જો કે—" આગંતુકે આંખો મચકાવતાં અને હોઠ કરડતાં જવાબ આપ્યો. "હં! છે એમ તો થોડા સમાચાર—અલબત્ત, ચોંકાવનારા. લેવ્રેટ્સ્કી આવી પહોંચ્યો છે."

"લેવ્રેટ્સ્કી? તમે તો ભારે શોધખોળ કરતા હો એમ લાગે છે!" માર્ફા આશ્ચર્યપૂર્વક વચમાં બોલી ઊઠી.

"બિલકુલ નહિ. મારી સગી આંખે જોઈને આવું છું."

"એ ય શંકાની વાત છે." **માર્ફા** બોલી.

"સારો તગડો બન્યો છે" **માર્ફાનું** બોલેલું સાંભળ્યું જ ન હોય એમ **સર્જિયસ** બોલ્યો. "એના ખભા તો શા ફાલ્યા છે! અને ગાલ? બાપરે—લાલ ટમેટા જેવા જ તો!"

"તગડો બન્યો છે, એમ?" **મેરિયા** ધીમેથી બબડી. "એવું કંઈ બન્યું તો નથી કે તગડો બને."

"એ તો છે જ તો. એની જગાએ બીજો હોત તો દુનિયામાં મોઢું ય બતાવતાં ખચકાત."

"પણ એમ કરવાનું કંઈ કારણ? **માર્ફા** વચમાં તૂટી પડી. તમે તો સાવ મૂરખ જેવું બોલે રાખો છો! એક આદમી એને ઘેર પાછો આવ્યો છે. એમાં છે શું વધારે? અને ઘેર ન આવે તો બીજે જાય યે કયાં? કૃપા કરી કહો તો ખરા, કે એવડો એનો ગુનો ય શો થયો છે?"

"બૈરી આાડી રીતે ચાલે તો એના ધણીને નહિ તો બીજા કોને ઠપકો જવાનો હતો, બાઈજી?" **સર્જિયસ** બોલ્યો.

"તું તો એમ જ બોલે ને, બાપ! હજી પરણ્યો નથી ને, એટલે." **માર્ફાએ** કટાક્ષ કર્યો.

**સર્જિયસે** કેવળ બેબેએ સ્મિત કર્યું; અને થોડીવાર મૂંગો રહી બોલ્યો: "મને એટલું જાણવાની છૂટ છે ખરી કે કોને માટે આ ગૂંથાઈ રહ્યું છે?"

**માર્ફા** એની સામે તાકી રહી.

"કોને માટે છે, એમ ને? જે કદી બીજાની નિંદા નથી કરતો, કાવાદાવા નથી કરતો અને જુઠાણાં નથી ચલાવતો, એવાને માટે જ તો—અલબત્ત, એવો માણસ દુનિયામાં હોય તો જ. લેવ્રટસ્કીને હું તમારા સૌ કરતાં વધારે ઓળખું છું. એણે એની બૈરીને બગાડી એ એનો વાંક ખરો. પણ એ પરણ્યો હતો પોતાની પસંદથી, એ વાત તો સૌ જાણે છે. પછી, એવાં લગનનું બીજું પરિણામ આવે ય શું?" વૃદ્ધા મેરિયાભણી દૃષ્ટિ કરી બોલી. થોડીવાર રહી ઊભા થઈ ફરી બોલી, "હવે તમતમારે ફાવે એની સામે દાંતિયા કરો—ફાવે તો મારી ઉપરે ય કરજો. હું તો આ ચાલી. તમારી વચ્ચે મારે આડ બનવું નથી." એમ બોલી માર્ફા ચાલી ગઈ.

"એ તો સદાયનાં એવાં છે—સદાનાં." મેરિયાએ માર્ફાના જતાં તેના ભણી આંખ કરી કહ્યું.

આ ઉંમરે એમની પાસે બીજી આશા ય શી રખાય? જુવોને, એમણે તો કંઈનું કંઈ કહી નાખ્યું. એમાં એમને મઝા ય પડી. પણ કહું છું આજે કોણ એવું છે જે કાવાદાવા નથી કરતું? એ તો આ જમાનાનો રિવાજ થઈ પડયો છે. મારા એક મિત્ર—એક ઘણા જ આબરૂદાર મિત્ર—અને તેમ કંઈ જેવી તેવી પોઝીશનવાળા નહિ,—એ તો કહેતા; 'આજ કાલ તો, એક ચકલીને દાણો ચણવો હોય છે તોય તે કંઈ કેટલી ચતુરાઈપૂર્વક પહેલાં ચારે બાજુ નજર નાખે છે ને પછી કેમ જાણે મહાન કાવતરું ન કરતી હોય એમ તરાપ મારીને લઈ લે છે.' અને આ વાત કંઈ ખોટી નથી. તમારા જેવું આટલું ભલું ને સરળ દિલનું તો કોક જ હશે. તુષારસમા આપના હસ્તને ચુંબન કરવાની રજા આ સેવકને મળશે?" સર્જિયસે આ છેલ્લું વાક્ય અત્યંત વિનય અને ગંભીરતાપૂર્વક ઉચ્ચાર્યું.

મેરિયાએ સ્મિત કર્યું અને હાથ આગળ ધર્યો. એ હાથની મુદ્રા ઓર જ હતી. કનિષ્ઠિકાને બીજી બધી આંગળીઓથી જુદી પાડવામાં આવી હતી.

સર્જિયસે મેરિયાના હાથને પોતાના હોઠ સુધી ઊંચો કર્યો. મેરિયા પોતાની ખુરશી ખસેડી તેની વધુ નજીક આવી અને જરા વધારે નમી ધીમા સૂરે પૂછી રહી; "તમે તો એને બરાબર જોયા છે? ખરેખર સુખી દેખાય છે?"

"અરે બિલકુલ મોજમાં" સર્જિયસે હોઠ હલાવી કહ્યું.

"એની બૈરી ક્યાં છે? છે કંઈ ખબર?"

"થોડા વખત પહેલાં તો પેરિસમાં હતી. પણ કહે છે કે, ત્યાંથી નીકળી ગઈ છે. અને ઇટલીમાં હોય એમ સંભળાય છે."

"ખરેખર ચોંકાવનારી વાત છે—લેવ્રેટસ્કી માટે તો ખાસ મને તો સમજાતું જ નથી કે એનાથી એ બધું સહેવાય છે શી રીતે. અલબત્ત, કમનસીબ તો સૌને વળગેલું છે. પણ આની વાત તો, મને લાગે છે કે, આખા યુરોપભરમાં ફેલાઈ ગઈ છે."

સર્જિયસે નિસાસો નાખ્યો.

"બેશક—બેશક, અરે એય વાત હવે તો જાહેર થઈ ગઈ છે કે ત્યાં એણે એવા એવા મિત્રો કર્યા છે, કે ન પૂછો વાત. ત્યાંની ભાષામાં કહું તો સિંહ વાઘ જેવાં પ્રાણીઓ સાથે દોસ્તી પાડીને એ ભેરવાઈ જ પડી છે. મને લાગે છે કે એણે શરમબરમને નેવે મૂકી છે. નહિ તો......"

"બહુ ખોટું થયું." મેરિયાએ બોલવા માંડયું. "મને તો બહુ લાગે છે—અમારા સગપણને કારણે જતો! તમને તો ખબર

હશે, સર્જિયસ, કે મારે તો એ પિતરાઈ થાય."

"થાય જ તો—ખરી જ વાત છે. તમારા કુટુંબની કઈ વાત મારાથી અજાણી છે?"

"કહું છું—એ આપણને મળવા તો આવશે ને? તમને શું લાગે છે?"

"લાગે તો છે કે આવશે. પણ પછી, મારા જાણવા મુજબ એ એની જમીન ઉપર જઈને રહેવાનો છે."

મેરિયાએ આકાશ ભણી આંખો ઊંચી કરી.

"પણ કહું છું સર્જિયસ! અમ સ્ત્રીઓએ બધી બાજુનો તો ઊંડો વિચાર કરીને જ ચાલવું જોઈએ!"

"હાસ્તો—પણ, સ્ત્રીઓ ય ક્યાં એક જાતની હોય છે? દુર્ભાગ્યે કેટલીક એવી ય હોય છે—એમના ચારિત્ર્યનું પૂછવું જ ભલું. કેટલીકવાર જીવનના સંજોગો જ કંઈ કેવા આવે છે. અને એ ય ખરું કે નાનપણથી સારા સંસ્કાર પાડવામાં જ ન આવ્યા હોય!"

સર્જિયસે એક નાનકડો વાદળી હાથરૂમાલ કાઢ્યો અને તેની ગડી ઉકેલવા લાગ્યો.

"એવી સ્ત્રીઓ ય હોય છે, એ નક્કી." તે બોલ્યા. અને તેણે રૂમાલના છેડા વડે વારાફરતી બંને આંખોને લૂછી.

"મા, મા," અગિયાર વરસની એક નાનકડી બાળકીએ આવીને કહ્યું: "પેનશાઈન થોડા ઉપર આવે છે."

મેરિયા ખુરસીમાંથી ઊભી થઈ. સર્જિયસ પણ ઊભો થયો અને ખૂણામાં પડેલી ખુરસીમાં જઈ બેઠા.

" મા, એવો સરસ છે એમનો ઘોડો!" નાની બાળકી બોલી.

" હમણાં એ બગીચાના દરવાજે હતા. મને કહ્યું, 'જા કહી આવ કે આવું છું.' "

ખરીનો અવાજ સંભળાઈ રહ્યો હતો. જોતજોતામાં એક દેખાવડો શોભીતો ઘોડેસ્વાર ઘરને આંગણે આવી પહોંચ્યો. અને અટારી આગળ ઊભો રહ્યો.

# ૩

ગુડ ઈવનિંગ, મેરિયા!" ઘોડેસ્વારનો સ્પષ્ટ મધુર અવાજ રણકી ઊઠ્યો. "કેમ આ ઘોડો કેવો ગમ્યો?"

મેરિયા જરા પાસે ગઈ.

"ગુડ ઈવનિંગ, પેનશાર્ઈન. આહ! કેવો અદ્‌ભૂત ઘોડો છે! કોની પાસેથી ખરીદ્યો?"

"એક જણની પાસેથી જ તો. સાલાએ મારી પાસેથી વધારે પડાવ્યા છે."

"હં.........નામ શું પાડ્યું છે?"

"ઓરલેન્ડો-નામ કંઈ સારું નથી. બદલી નાખવું છે. જુઓને કેવી ચબરાક જાત છે!"

ઘોડાએ હણહણાટ કર્યો, હવામાં બાચકો ભર્યો અને નસકોરાંમાંથી ફીણ ઉડાડ્યું.

"આવ, આવ, લેનોરકા" જરા થાબડ તો ખરી. ગભરાવાની જરૂર નથી." પેનશાઈને કહ્યું:

લેનારકાએ એનો હાથ લંબાવ્યો. પણ ઓરલેન્ડો એકદમ ભડકયો હોય એમ લાગ્યું. સવારે લગામ જરા તાણી ઝાલી અને બે ત્રણ આંચકા મારી ચાબુક ઘોડાને ગળે વીંટાળી, તેને કાબૂમાં રાખ્યો.

"હો હવે થાબડ, લેનારકા" સવારે ફરી કહ્યું: "હું કંઈ એની મરજી પ્રમાણે એને તોફાન કરવા દઉં એમ નથી."

લેનારકાએ બીજીવાર હાથ લાંબો કર્યો અને બ્હીતીબ્હીતી ઘોડાના ધ્રૂજતા નસકોરાને તે અડી. ઓરલેન્ડો આખો વખત કંઈક વાગોળ્યા કરતો હતો અને પગ પછાડયા કરતો હતો.

"બહાદુર!" મેરિયાએ હર્ષમાં આવી દીકરીને શાબાશી આપી. અને પછી સવાર ભણી જોઈ તે બોલી, "આવો હવે અંદર આવો."

સવારે એડી મારી ઘોડો ફેરવ્યો. મિનિટેકમાં જ તે અંદર આવી પહોંચ્યો તેના હાથમાંની ચાબુક હવામાં ઊડી રહી હતી.

એ જ વખતે સામા બારણાના ઉંબરામાં એક પાતળી, સુઘડ, સુકેશી—ઓગણીસેક વરસની કન્યા આવી ઊભી. એ મેરિયાની સૌથી મોટી દીકરી લીઝા હતી.

## ૪

આ જુવાન અસવાર તે પેનશાઈન. પિટર્સબર્ગમાં સરકારી ખાતામાં તે નોકરી કરતો હતો. આ નગરમાં કંઈક કામે જ આવ્યો હતો. અને એક દૂરના સંબંધી મોટા સરકારી અમલદારને ત્યાં જ ઊતર્યો હતો.

પેનશાઈનનો જન્મ એક લશ્કરી અમલદારને ત્યાં થયો હતો. પિતા ગુજરી ગયા ત્યારે નહિ જેવી મિલકત મૂકતા ગયા હતા. પરંતુ દીકરાની કેળવણી પાછળ તેમણે સારી સરખી જહેમત, અલબત, પોતાની જ ધૂન અને ઢબ મુજબ, ઉઠાવી હતી. પેનશાઈનને માતૃભાષા રશિયન ઉપરાંત ફ્રેન્ચ, સામાન્ય સારી અંગ્રેજી અને થોડી ઘણી જર્મન ભાષા પણ આવડતી હતી. પંદર વરસની ઉંમરે તો ગમે તેવા મેળાવડા કે નાચરંગની પાર્ટીઓમાં જતાં અને ભાગ લેતાં તે સંકોચ અનુભવતો નહિ. બધી રીતભાત તથા બધી સભ્યતાનો તે પૂરેપૂરો જાણકાર હતો. પિતાએ પણ નાનપણથી તેને ભાગ્યે જ કશું શીખવવામાં બાકી રાખ્યું હતું. કૉલેજમાં પણ તે તેજસ્વી વિદ્યાર્થી તરીકે પંકાયો હતો. અને ઊંચી કક્ષાના પુરુષો તથા કુટુંબો સાથે તેનો પરિચય પણ સારો એવો થઈ ગયો હતો. બધે એનું સન્માન સારી રીતે થતું. દેખાવે આકર્ષક, વર્ત-

નમાં મિલનસાર, સ્વભાવે આનંદી, અને હંમેશાં તંદુરસ્ત તથા ગપ્પી વાતે શૂરો હતો. તે પોતાની પ્રતિભાથી સામાને આંજતો.

ટ્રંકમાં બહુ નાની ઉંમરમાં પેનશાર્ફને દુનિયાદારીનું ડહાપણ પચાવી લીધું હતું. નજીવી વાત હોય ત્યારે મશ્કરી કરી ફેન ઉડાવવી અથવા ગંભીર વાતને ય અર્ધગંભીર દબાવી દેવી, એ એને આવડી ગયું હતું—કેમ જાણે તે એવી જ છાપ પાડતો કે ગંભીર વાતો ય તેની આગળ તો કશી વિસાતમાં નથી. નૃત્ય તો એણે સુંદર શીખી લીધું હતું. અને હંમેશાં અંગ્રેજી પોશાકમાં જ રહેતો. થોડા જ વખતમાં તેણે આખા પિટર્સબર્ગના જુવાનોમાં સૌથી વધુ ખુશમિજાજી અને હોશિયાર જુવાન તરીકેની નામના મેળવી લીધી હતી.

સાચે જ પેનશાર્ફનિમાં પટુતા કે દક્ષતા એના પિતાને ય ટપી જાય એવાં હતાં. અને ભગવાને બુદ્ધિ પણ ઓછી આપી ન હતી. એટલે તો કશી વાત એને માટે અસાધ્ય ન હતી સંગીત તો એનો પોતાનો શોખ હતો. મોટર હાંકવાની હરીફાઈમાં એ જીતી ચૂક્યો હતો. કાવ્ય લખવામાંથી ય તે બાકી રહ્યો ન હતો અને અભિનયકલામાં તેણે નામના પ્રાપ્ત કરી હતી

હજી તો અઠ્ઠાવીસ વરસની એની ઉંમર હતી. એટલામાં તો તે નોકરીમાં સારી સરખી પાયરીએ પહોંચી ગયો હતો. તેને પોતાને જ પોતાની જાતમાં અખૂટ શ્રદ્ધા હતી. આખો શઢ ખોલી નાખેલી નાવડીની જેમ તે તેની જીવનનૈયા બહાદુરી અને આનંદપૂર્વક હંકારી રહ્યો હતો.

એક કલાકારની ખુમારી ય તેનામાં ઓછી ન હતી. પોતાના સાથીદારોના સ્વભાવથી, અને એમાં ય ખાસ કરીને સ્ત્રીમિત્રોની નિર્બળતાથી તે પોતાને પૂરો વાકેફ માનતો અલબત્ત, તેને પોતાને

માટે તો કોઈ કશા બંધન કે નિયમોની જરૂર જણાતી નહિ. શિષ્ટ સમાજમાં ઊતરતાં ગણાતાં લોકોની સાથે ય તે હળતો ભળતો. અને સભ્યતાના નિયમો પૂરેપૂરા જાણતો છતાં, તેને તોડવામાં જ આનંદ અને ગૌરવ લેતો.

બહારથી સદા ઉભરાતા, ઉછળતા, ઊર્મિ અને આવેગના ધોધસમા આ માનવના હૈયામાં શું હશે એની કોઈને ક્યાંથી ખબર હોય? ત્યાં તો હિમ સરખી શીતળતા અને સ્વસ્થતા હતી. તેની અત્યંત સ્વૈરવિહારી આંખોની બહાર ભાગ્યે જ કશું ચાલ્યું જતું.

તેને નોકરીને અંગે આ નગરમાં આવવાનું થયું હતું ત્યારથી જ મેરિયાના કુટુંબ સાથે સારો સરખો પરિચય થઈ ગયો હતો. ધીમે ધીમે તો આ ઘર તેને પોતાના ઘર જેવું જ બની ગયું હતું. મેરિયાને મન તો દુનિયામાં એની તોલે આવે એવો કોઈ આદમી ન હતો.

પેનશાઈને સૌને નમસ્કાર કર્યાં અને પછી મેરિયા તથા લીઝા સાથે હાથ મિલાવી, સર્જિયસનો ખભો થાબડી તેણે પોતાની પાછળ ઊભેલી લેનોરકાનું માથું પોતાના હાથમાં લીધું અને તેના કપાળ ઉપર ચુંબન કર્યું.

"આવા તોફાની ઘોડા પર સવારી કરતાં બીક નથી લાગતી?" મેરિયાએ પૂછ્યું.

"નારે—એ તો સાવ શાંત છે. પણ હું કોનાથી બીઉ છું એ કહું—આ સર્જિયસથી. એમની સાથે પાનાં રમતાં ડરું છું. ગઈ કાલે જ મારી પાસે હતા એટલા પૈસા હું હારી ગયો."

સર્જિયસે તીણું અને વિચિત્ર હાસ્ય કર્યું. ગવર્નરના માનીતા એવા આ પિટર્સબર્ગના તેજસ્વી જુવાન અમલદારની 'મહેરનજર'

પાળવાની તેની ઘણી ઇચ્છા હતી. મેરિયાની સાથે વાત કરતાં કરતાં ય ઘણીવાર પેનશાઇનની અદ્‌ભુત શકિતઓનાં તે વખાણ કરતો. "એની પ્રશંશા કર્યા વિના શી રીતે રહેવાય, તમે જ કહો જોઉં?" તે દલીલ કરતો. "સમાજમાં સૌથી ઊંચે દરજ્જે પહોંચ્યો છે. અને સાથે સાથે એનું કામે ય ઘણી હોશિયારીથી કરે છે. વધારામાં ખુબી તો એ છે કે તે જરા ય ઘમંડી નથી." અને વાતે ય ખરી છે કે, એના હાથ નીચેનાં તથા બીજા બધાંને એને પોતાને સદ્ધાં ખાત્રી હતી કે જતે દિવસે તે 'મિનિસ્ટર' થવાનો છે.

"કાલે તમારી પાસેથી થોડુંક જીત્યો એ કહી બતાવવા જેટલા તમે ભલા છો, પણ ગયે અઠવાડિયે મારી પાસેથી જ કોણ પંદર રુબલ જીતી ગયું હતું? અને વધારામાં--" સર્જિયસ બોલતો હતો.

"ખરા લુચ્ચા છો તમે તો--પેનશાઇન વચમાં જ બોલી ઊઠયો. એના કંઠમાં મધુરતા હતી. પણ એની દૃષ્ટિમાં તિરસ્કારને છેક મળતી તોછડાઈ હતી. તરત જ તેણે લીઝાને સંબોધી કહ્યું:

"અહીં તો મને ઓબેરોનની સંગીત-પોથી મળી જ નહિ! મેડમ બિલેનિટ્સાઇન તો કહેતાં હતાં કે એમને ત્યાં બધા સંગીત-ગ્રંથો છે. પણ ખરું પુછાવો તો એમની પાસે એવું કશું નથી. જો કે, મેં મોસ્કો લખી તો નાખ્યું જ છે અને તમને એ પોથી થોડા દહાડામાં મળી પણ જશે."

"એ તો ઠીક, પણ મેં હમણાં--હજી ગઈ કાલે જ એક ગીત લખ્યું છે. શબ્દો ને સંગીત--આખી યોજના મારી જ છે. તમારી ઇચ્છા હોય તો ગાઈ સંભળાવું. મેડમ બિલેનિટસાઇનને તો એ બહુ જ ગમી ગયું છે પણ એમના અભિપ્રાયો વજુદ

વિનાના હોય છે. એ તો ઠીક—ગમે ત્યારે ય હું તમને સંભળાવીશ."

"ગમે ત્યારે શું કામ? અત્યારે જ કેમ નહિ?" મેરિયાએ અધિરાઈ વ્યક્ત કરતાં કહ્યું.

"સાંભળવું એટલે એમાં લીન થવું—" પેનશાઈને મધુર શાંત સ્મિત કર્યું. સહેજ હોઠ ઉપર ચમકીને તે અદૃશ્ય થઈ ગયું. પછી પિયાનો પાસે પોતાની ખુરશી ખસેડી એણે સૂર મિલાવી ગાવા માંડયું:

પેનશાઈને બીજો ફકરો અત્યંત આવેગ અને અસામાન્ય લાગણીપૂર્વક ગાયો. કેમ જાણે તોફાની સાગરનાં હિલ્લોલતાં મોજાંઓ સંભળાતાં ન હોય! પછી તેણે જરા શ્વાસ લીધો. અને નીચી આંખોએ બેઠેલા આ ગાયનના સૂર ક્યાંક ઊંડે ઊંડે જઈને શમી ગયા.

સંગીત પૂરું થતાં લીઝાએ ખુશનુમા ઋતુનાં વખાણ કર્યાં. મેરિયા પણ સંગીતમાં ધમડાઈ ચૂકી હતી. તે બોલી ઊઠી: "અદ્ભુત!" સર્જિયસ બોલ્યો, "કમાલ—શું શબ્દો ને શું સંગીત!—એકમેકથી ચઢે—બસ કમાલ જ." લેનોચ્કા એની બાળક આંખોએ ગાયક ભણી માનપૂર્વક ટગી જ રહી હતી. એકેએક જણ સંગીત અને સંગીતક ઉપર મુગ્ધ બની ગયું હતું.

એ વખતે દિવાનખાનાની બહાર, વરંડામાં એક વૃદ્ધ આગંતુક ઊભો હતો. એના મોં ઉપરની રેખાઓ અને એના ખભાના હલનચલન ઉપરથી જણાઈ આવતું હતું કે એને આ 'અદ્ભુત' સંગીતમાં ભાગ્યે જ કશી મઝા પડી હતી. થોડીવાર ત્યાં ઊભા રહી, એક કકડાથી બૂટ સાફ કરી, આંખો ઝીણી કરી, દાઝપૂર્વક

હોઠ કરડી, નમેલી કમ્મરને હજી વધારે નમાવી, તે ધીમે ધીમે અંદર દાખલ થયો.

"ઓહ! મોન્શર ! લેમ કે ?" પ્રથમ સવાલ પૂછનાર પેનશાઈન જ હતો. "કેમ શું ચાલે છે ?" અને તે ખુરસીમાંથી કૂદકો મારી ઊભો થઈ ગયો. "મને ખ્યાલ જ નહિ કે તમે અહીં છો; નહિ તો તમારી આગળ ગાવાની મેં હિંમત કરી જ ન હોત. મને ખબર છે, તમને આવા હળવા સંગીત તરફ ચીડ છે."

"કંઈ વાંધો નહિ—મેં તમારું સાંભળ્યું જ નથી." નવો આગંતુક અશુદ્ધ રશિયન ભાષામાં બોલ્યો. અને પછી સૌને નમસ્કાર કરી જરા અસ્વસ્થતા અનુભવતો ઊભો રહ્યો.

"મોન્શેર લેમ કે? લીઝાને શીખવવા આવ્યા હશો !"

"ના—લીઝાને નહિ, લેનોરકાને."

"ઓ...હો ! સારું કર્યું: લેનોરકા ? જા તો ઉપર મોન્શર લેમ સાથે.'

વૃદ્ધ જવા કરતા હતા ત્યાં પેનશાઈને તેમને રોકયા. અને બોલ્યો, "ભણવાનું પૂરું થાય એટલે ચાલ્યા ન જતા. લીઝા અને હું એક સોનેટ સાથે વગાડવા ઇચ્છીએ છીએ—બિથોવનનું છે."

વૃદ્ધ કશુંક બબડયો. પેનશાઈને ઘણા જ ખરાબ ઉચ્ચારો સાથે જર્મન ભાષામાં બોલ્યે જ રાખ્યું:

"લીઝાએ મને પેલું પવિત્ર ગીત—તમે જે એને અર્પણ કર્યું છે તે જ તો—બતાવ્યું છે. આહ ! શું સુંદર છે એ ! મને લાગે છે, તમે એમ તો નહિ જ માની લીધું હોય કે ગંભીર

સંગીતની હું કદર નથી કરી શકતો. એથી ઊલટું જ છે. હા, કેટલીકવાર કંટાળો આવે; પણ એ ખૂબ જ ઉમદા તો હોય છે જ."

વૃદ્ધનો આખો ચહેરો લાલ થઈ ગયો. લીઝા ભણી એક દૃષ્ટિ નાખી તેઓ ઉતાવળા બહાર નીકળી ગયા.

મેરિયાએ પેનશાઈનને એનું સંગીત ફરી એક વાર ચલાવવા આગ્રહ કર્યો. પણ એણે કહ્યું કે પેલા જર્મન સંગીતશાસ્ત્રીના કાનને દુઃખી કરવા એ નથી ઇચ્છતો. અને તેણે લીઝાને જ બિથોવનનું સોનેટ ગાવા કહ્યું. મેરિયાએ નિસાસો નાખ્યો. અને સર્જિયસ સાથે બગીચામાં ફરવા જવાની વાત કાઢી.

"મારે તમારી સાથે લેવ્રેટસ્કી વિષે થોડી વાતો કરવી છે. થોડી સલાહ પણ જોઈએ છે." મેરિયાએ સર્જિયસને સંબોધીને કહ્યું.

સર્જિયસ હસ્યો અને જરા નમી બે આંગળી વડે હેટ ઉપાડી મેરિયા સાથે બહાર નીકળ્યો.

પેનશાઈન અને લીઝા એકલાં પડયાં. પિયાનો ઉપર બંનેએ આંગળીઓ રમાડવા માંડી. ઉપરથી લેનોરકાના શિખાઉ હાથના આછા સૂર નીચે આવી રહ્યા હતા.

# ૫

**જર્મન** સંગીતજ્ઞ લેમ મહાશયનો જન્મ ૧૭૮૬ માં થયો હતો અત્યારે એમની ઉંમર છપ્પન વરસની હતી. એમનાં ગરીબ માત-પિતા બંને સંગીતનાં ભારે જાણકાર હતાં. લેમ પાંચ વરસનો થયો ત્યારનો તે ત્રણ જાતનાં વાદ્યો વગાડતાં શીખી ગયો હતો. આઠ વરસની કુમળી વયે તે નિરાધાર બની ગયો હતો. દસ વરસની ઉંમરે તો તેણે તેની કળાને જોરે રોટી કમાવા માંડી હતી. અને ત્યારબાદ તો તે પારાવાર ભટક્યો હતો—મેળાઓમાં, અમલદારોના તબુઓમાં, સાધુની જમાતોમાં, જાનોમાં, નાચરંગના જલસાઓમાં અને બીજે ક્યાં નહિ? બધે જ તેની કળા ઉપર વાહવાહ બોલાઈ હતી. આખરે કોઈક ઓરકેસ્ટ્રા મંડળીમાં તે ઝડપાઈ ગયો અને ત્યાં ધીમે ધીમે તેણે સંગીતનું શાસ્ત્ર હાથ કરવા માંડ્યું. આખરે તે તેનો સંચાલક સુદ્ધાં બન્યો. જાતે બજાવનાર કરતાં સંગીતનો પારખુ તરીકે તે વધારે કુશળ હતો.

અઠ્ઠાવીસ વરસની વયે તે રશિયા ભાગી આવ્યો હતો. ત્યાં એક ઉસ્તાદને હાથ પડી ગયો. એ ઉસ્તાદને ત્યાં લેમે 'ડાયરેક્ટર' તરીકે સાત વરસ વીતાવ્યાં. અને ખાલી હાથે એક દિવસ એનું ઘર છોડ્યું. લેમની ઇચ્છા વતન પાછા ફરવાની થઈ. પરંતુ ખાલી

હાથે ? કલાકારોના આ સુવર્ણપ્રદેશ રશિયામાંથી ખાલી હાથે વતન પાછા જવાનું ?–એ એને ન ગમ્યું. એથી એણે ફરી નસીબ લડાવવાનું નક્કી કર્યું.

આ ગરીબ જર્મને દસ વરસ લગી નસીબ અજમાવ્યા જ કર્યું. કંઈ કેટલે સ્થળે નોકરી કરી, કંઈ કેટલા શહેરો ખૂંદી વળ્યો, અને બેશુમાર સહન કર્યું–ગરીબી તથા મુસીબતો સાથે તો જાણે તેણે દોરતી જ બાંધી ન હોય ! આ આખો સમય તે પોતાના વતનને વીસરી શક્યો ન હતો. એ આશાએ–વતનમાં પાછા જવાની આશાએ તો તે જીવી રહ્યો હતો. પણ વિધાતાની દાનત જ એને આટલી સુખશાંતિ આપવાની નહિ હોય. પામર માનવી કેવળ વતનની ઝંખનામાં જ જીવી રહ્યો.

પચાસ વરસની ઉંમરે, ખખડધજ શરીર લઈ તે આ નગરમાં આવી વસ્યો હતો. અને અહીં જ જિંદગી પૂરી કરવાની ભીતિ સહિત ટયુશનો કરતો જીવી રહ્યો હતો. વતન પાછા ફરવાની એની બધી આશાઓ દિનપ્રતિદિન કરમાઈ રહી હતી.

લેમ દેખાવે આકર્ષક ન હતો. તેમાં વળી ગરીબાઈ અને મુસીબતભરી તેની જિંદગાનીએ તેના ચહેરા ઉપર થોડી વધુ કુરૂપતાના કૂચડા લગાવ્યા હતા. અને તેમ છતાં આ અર્ધમૃત જીર્ણ સંગીતજ્ઞના જીવનમાં પ્રામાણિકતા અને સદાચારે કોઈક અસામાન્ય સુવાસ ભરી દીધી હતી; જે કોઈ પણ નવા માણસ સાથેના તેના પ્રથમ પરિચયમાં ય છાની રહેતી નહિ.

એના થોડાક યે નિકટના પરિચયમાં આવનારા કહેતા કે જો આ આદમી એની માભોમમાં રહી શક્યો હોત તો કોણ જાણે શું નું શું પાક્યો હોત ! કલ્પના, વિચારોની સમૃદ્ધિ અને બીજા

મહાન કલાકારના ગુણો એનામાં ભરપૂર છે—પણ એના ગ્રહો જ સારા નથી. એણે જે લખ્યું છે એટલું ય જો પ્રસિદ્ધ થઈ શકે તો ય નામના કાઢ્યા વિના ન રહે. પણ...એને પ્રસિદ્ધિની કળા બિલકુલ જ સાધ્ય ન હતી. એક વાર, વરસો પહેલાં, તેના એક ગરીબ મિત્રે પોતાને ખરચે તેનાં બે સોનેટ પ્રસિદ્ધ કર્યાં હતાં પણ બુકસેલરની દુકાનની બહાર ભાગ્યે જ તે જવા પામ્યાં હતાં. કેમ જાણે મધરાતે મધદરિયે સદાને માટે નિર્વાણ પામી ગયાં ન હોય, એમ ચૂપકીદીપૂર્વક અદશ્ય થઈ ગયાં હતાં.

આખરે લેમે દુનિયાદારીની ઘણી બધી વસ્તુને સલામ ભરી દીધી. વૃદ્ધાવસ્થા તેની ઉપર સવાર થઈ રહી હતી. અને જેમ તેની આંગળીઓ અક્કડ થતી ગઈ તેમ તેમ તેણે તેના મનને પણ સખત બનાવવા માંડયું. જન્મીને થોડા જ સમયમાં તે એકલ બની નીકળી પડયો હતો; અને હજી એકલદોકલ જ હતો. ખૂબ વાંચતો બાઈબલ અને શેક્સપિયર એને ખૂબ પ્રિય હતા; ખૂબ ગાતો— પ્રોટેસ્ટન્ટ ભજનો એને માફક આવતાં. ઘણા સમયથી લખવાનું તેણે બંધ કર્યું હતું. પરંતુ એકાએક તેની પ્રિય શિષ્યા લીઝા તેની આ ચીમળાઈ ગયેલી શકિત અને વૃત્તિને સજાગ બનાવી શકી હતી. પેનશાઈને જેનો ઉલ્લેખ કર્યો હતો તે ગીત તેણે લીઝા ઉપર લખ્યું હતું. એમાં બે ભાવ ગૂંથવામાં આવ્યા હતા—સુખ અને દુ:ખના. એનો અંત આમ હતો. "ઓ દયાળુ પિતા! અમ પાપીઓ ઉપર દયા ગુજાર. દુન્યવી વાસનાઓ અને અશુભ વિચારોથી અમને બચાવ." પ્રથમપૃષ્ટ ઉપર ખૂબ કાળજીપૂર્વક અને કલામય રીતે લખેલું હતું: "કેવળ પવિત્ર માનવી જ સત્યને માર્ગે છે......એક પવિત્ર સંગીત...... લીઝાને......તેના શિક્ષક સી. ટી. જી. લેમ તરફથી." 'લીઝાને' એ અક્ષરોની આજુબાજુ

કિરણો ચીતર્યાં હતાં. અને તેની નીચે લખ્યું હતું–' કેવળ તારે જ માટે. '

આથી જ જ્યારે, આ ગીત **લી**ઝાએ પેનશાઈનને બતાવ્યાની વાત **લે**મે જાણી ત્યારે તેઓ દુઃખી થતા હતા અને તેમણે **લી**ઝા પ્રત્યે દુભાયેલી નજરે સહેજ જોઈ લીધું હતું.

# ૬

**પેનશાર્ઇને** બગાવવું શરૂ કર્યું પણ **લીઝા** બરાબર સાથ આપી શકી નહિ. તેણે અટકી જઈ **લીઝા** ભણી નજર કરી તો તેની આંખો પોતા તરફ જોઈ રહી હતી, અને એમાં અસંતોષ હતો. તેના હોઠ ઉપર બિલકુલ સ્મિત ન હતું; તેનો ચહેરો સાવ ગમગીન હતો.

"શું થયું?" પેનશાર્ઇને પૂછ્યું.

"તમે તમારું વચન કેમ ન પાળ્યું! તમે કોઈને નહિ કહો એ શરતે તો મેં **ઑન્શેર** લેમનું ગીત તમને વંચાવ્યું હતું."

"મારી ભૂલ થઈ ગઈ, **લીઝા**; એ વખતે મને ખ્યાલ જ ન રહ્યો."

"તમે અમને બંનેને દુભવ્યાં છે. ભવિષ્યમાં તેઓ મારા ઉપર જ નહિ પણ બીજાઓ ઉપર પણ વિશ્વાસ નહિ રાખે."

"શું કરું, **લીઝા**? છેક નાનપણથી મને એવી ટેવ જ પડી ગઈ છે કે, જર્મનને જોઉં છું ને એને ચીડવ્યા વિના નથી રહેવાતું."

"તમે કેવું બોલો છો, પેનશાઈન ? આ જર્મન તો બિલકુલ એકાકી, ભગ્ન માનવી છે. તમને એને ય ચીડવવાનું મન થાય છે? દયા સુદ્ધાં નથી આવતી ?"

પેનશાઈન જરા છોભીલો પડયો.

"તમે ખરું કહો છો, લીઝા. મારા અવિચારી સ્વભાવનો જ બધો દોષ છે. ના, મને ઠપકો ન આપશો. હું મારી જાતને ઓળખું છું. હું સારી પેઠે જાણું છું કે મારા અવિચારીપણાએ મને જેવું તેવું નુકશાન નથી કર્યું. એટલે સુધી કે લોકો મને ઘમંડી માનતા થયા છે."

પેનશાઈન જરા થોભ્યો. તે ગમે તે વાત શરૂ કરે, અંતે પોતાની વાત આવે જ આવે. અને પછી તો એ શબ્દો એવી રીતે સરકી જાય, એવી તો નમ્ર અને સુંદર રીતે તે બોલી નાખે કે જાણે કેવળ પ્રમાણિકતાનો જ નમુનો !

"એવું જ છે. આ તમારા ઘરમાં ય જુવોને." તેણે આગળ બોલવા માંડયું: "તમારાં મા જ મારા પ્રત્યે કેટલો બધો ભાવ રાખે છે! ભલાં છે. તમે–કોણ જાણે, તમે મારે વિષે શું ધારતાં હશો. પણ એટલી વાત નક્કી કે તમારાં ફોઈને તો હું દીઠો યે નથી ગમતો. અલબત્ત, મેં ય કંઈ એમને ચીડવવામાં બાકી નથી રાખી; એટલે જ કદાચ એમને હું નહિ ગમતો હોઉં; ખરું ને?"

"હા, તમે એમને નથી ગમતા એ વાત ખરી છે." લીઝાએ જરાક ખચકાઈને બોલી નાખ્યું.

પેનશાઈને પિયાનો ઉપરની આંગળીઓને વધુ ગતિશીલ બનાવી. ભાગ્યે જ નજરે પડે તેવું સ્મિત તેના હોઠ ઉપર રમી ગયું.

" એ તો ઠીક, પણ તમે સુદ્ધાં મને ઘમંડી માનો છો ? "

" હું તો તમને ઓળખું છું જ બહુ થોડા—ગમે તેમ પણ, તમે ઘમંડી તો ન કહેવાઓ. ઊલટા, મારે તો તમારો આભાર..."

" હું જાણું છું તમે શું બોલવાનાં છો." પેનશાઈન વચ્ચે જ બોલી ઉઠયો. અને પિયાનો ઉપરની આંગળીઓને પાછી તેણે ગતિ આપી. " આ સંગીત બદલ, ચોપડીઓ તમને લાવી દઉં છું તે બદલ, જે કાંઈ સારાંખોટાં ચિત્રોથી તમારી આલ્બમ શણગારી દઉં છું તેને માટે અને એવી એવી બધી અનેક વસ્તુઓ માટે ......ખરું ને ? પણ, એ બધું ય કરવા છતાં માણસ ઘમંડી હોઈ શકે છે. હં......પણ......હું તમને ત્રાસરૂપ તો નથી થઈ પડગો ને ? અને તમે મને ખરાબ માણસ તો નહિ જ માની લીધે હોય."

" એ બધું તો કોણ જાણે. બીજાની જેમ તમે ય ભૂલકણા અને બેધ્યાન છો, એટલું ખરું." લીઝાએ કહ્યું.

પેનશાઈને જરા રૂઆબ મારતાં કહ્યું.

" લો ચાલો હવે, છોડો મારી વાત. ગીત ચલાવીએ. હાં, પણ એક વસ્તુ માગી લઉં. મારા માટે જે ધારવું હોય તે ધારજો. અરે, મને ઘમંડી ય કહેવો હોય તો કહેજો. મને એમાં કશો વાંધો નથી. પણ મને ' દુનિયાદારીનો આદમી ' ન કહેતાં. મારાથી એ સહન નથી થતું. હું ય કલાકાર છું. ભલે જેવો તેવો હોઈશ, પણ જેવો છું તેવો ય સાબીત તો કરી જ આપીશ—અરે, અત્યારે જ ચાલો શરૂ કરીએ. "

" ચાલો " લીઝા માત્ર એક જ શબ્દ બોલી અટકી ગઈ.

પહેલો અંતરો તો સારી રીતે પસાર કર્યો—અલબત્ત, પેનશાઇને થોડી ઘણી ભૂલો તો કરી જ. પણ જે તેણે લખ્યું હતું ને તેને

મોઢે યાદ હતું એટલું તો તેણે સારી રીતે ગાઈ બતાવ્યું. પણ પછી આગળ ટકું ન ચાલ્યું. બિલકુલ અટકી ગયું. પનશાઈન ખુરશી ખસેડી નાખી હસીને ઊભો થઈ ગયો.

"ના, આજે નહિ બજાવી શકાય. સારું છે કે લેમ સાંભળતા નથી. પણ એક દિવસ બરાબર કરી બતાવવું છે." પેનશાઈન બોલ્યો.

**લી**ઝા ઊભી થઈ. પિયાનો બંધ કર્યો અને પાછી પેનશાઈન પાસે જઈને બેઠી.

"બોલો, હવે શું કરવું છે?" **લી**ઝાએ પૂછ્યું.

"તમે તમને શોભતું જ પૂછ્યું. તમારાથી તો એક ઘડી પણ હાથ જોડીને બેસી જ ન રહેવાય! ઠીક તો, ઇચ્છા હોય તો, કંઈક ચીતરીએ—અંધારું થાય તે પહેલાં એક સંગીત પૂરું થયું, હવે બીજું—ચિત્રનું સંગીત! મને એ વધારે ફાવશે. કયાં છે તમારી આલ્બમ? મને યાદ છે એક લેન્ડસ્કેપ મેં દોરતાં દોરતાં અધૂરો મૂકેલો છે."

**લી**ઝા આલ્બમ લેવા બીજા ખંડમાં ગઈ. પેનશાઈને એકલો પડતાં ખીસ્સામાંથી રુમાલ કાઢયો અને નખ લૂછ્યા. તે પોતાના જ હાથ ભણી જોઈ રહ્યો. હાથ ગોરા અને ઘાટીલા હતા.

**લી**ઝા પાછી આવી. પેનશાઈન બારી પાસે બેઠો અને તેણે આલ્બમ ઉઘાડી.

"ઓહો!" પેનશાઈને આનંદોદ્‌ગાર કાઢયો. "તમે તો મારા લેન્ડસ્કેપની નકલ કરવા માંડી છે ને કંઈ!–ખરે જ સુંદર છે–જરા પેનસીલ લાવો તો, આ છાયા બરાબર ગાઢી નથી થઈ જુઓ........"

અને પેનશાર્દને હથોટીદાર હાથવડે થોડીક રેખાઓ દોરી દીધી. એ હંમેશાં આવો જ લેન્ડસ્કેપ દોરતો—છેક આગળ લાંબાં, ઝાંખાં વૃક્ષો, વચમાં થોડે દૂર એક મેદાન, અને દૂર ક્ષિતિજમાં ગિરિમાળા.

લીઝા પેનશાર્દિનના ખભા પાછળથી જોઈ રહી હતી.

"જેમ ચિત્રમાં તેવું જ જીવનમાં સુદ્ધાં—તેજ અને ભવ્યતા સૌથી વધારે અગત્યનાં છે." પેનશાર્દિન ઘડીકમાં જમણી બાજુ તો ઘડીકમાં ડાબી બાજુ માથું હલાવતો બોલી રહ્યો હતો.

એ જ ક્ષણે લેમ ખંડમાં દાખલ થયા. અને ગંભીરતા-પૂર્વક બહાર જવા કરતા હતા. પણ પેનશાર્દિન પેનસીલ અને આલ્બમ આઘાં ખસેડી દઈ તેમને બહાર જતા રોકી બોલ્યોઃ

"ક્યાં જાવ છો, મુરબ્બી? કૃપા કરી જરા રોકાઈ જઈ અમારી સાથે ચહા નહિ લ્યો?"

"હું સીધો ઘેર જ જાઉં છું. મારું માથું ચઢ્યું છે." લેમે અણગમાપૂર્વક કહ્યું.

"કેવી વાત કરો છો? રોકાઓ, રોકાઓ આપણે શેકસ-પિયર વિષે વાત કરીશું."

"મારું માથું ચઢ્યું છે." વૃદ્ધે ફરી કહ્યું.

"તમારા વિના જ અમે બિથોવનનું સોનેટ વગાડવા તો નથી ચૂકયાં." પેનશાર્દને લાડપૂર્વક પોતાનો હાથ વૃદ્ધના ખભા ઉપર મૂકી હસતાં હસતાં મીઠા સૂરે આગળ ચલાવ્યું: "પણ એકરાગતા અમારાથી આણી શકાય જ નહિ. બે કડીઓ ય પૂરી ગવાઈ નહિ!"

"એના કરતાં તમારું પોતાનું જ ગીત ફરી ગાયું હોત તો સારું હતું." એમ બોલી પેનશાહ્નિના પંજામાંથી છટકી તેઓ બહાર ચાલ્યા ગયા.

**લી**ઝા તેમની પાછળ દોડી. અને પગથિયાં આગળ જ તેમને પકડી પાડ્યા.

"મોન્શેર લેમ! મારે જરા વાત કરવી છે" **લી**ઝા જર્મન ભાષામાં બોલી. મેં તમારો ગુનો કર્યો છે. માફી આપશો?"

**લે**મ કશું બોલ્યા નહિ.

"પેનશાહ્નિને મેં તમારું ગીત બતાવ્યું છે. મને ખાત્રી હતી કે એ એની કદર કરશે. ખરું કહું છું, વાંચીને એ ખૂબ જ ખુશ થયા હતા."

**લે**મ હજી મૂંગા જ રહ્યા.

થોડી વારે રશિયનમાં બોલ્યા: "એ કંઈ બહુ મોટી વાત નથી." અને તેમણે પોતાની માતૃભાષામાં ઉમેર્યું: "પણ, એટલું કહું કે એનામાં એ ગીત સમજવા જેટલી લાયકાત જ નથી. તને એ નથી સમજાતું, એ કેવી વિચિત્ર વાત છે? એ કેવળ ફાંકડો જુવાન જ છે, બસ એટલું જ."

"તમે એમનો અન્યાય કરો છો," **લી**ઝાએ જવાબ આપ્યો. "તેઓ બધું સમજે છે અને પોતે થોડું ઘણું લખે પણ છે."

"હા–હા–બધું વાસી, ચિતરેલું! પણ એને એનાથી આનંદ છે, સંતોષ છે, તો ભલે–'તું હોશિયાર' બીજું શું?" અને જરા અટકી તેમણે ઉમેર્યું: "ના હું કંઈ ગુસ્સામાં નથી બોલતો. હું

ને મારું ગીત—અમે બંને તો ખરડાં મૂરખ ગણાઈએ! પણ શું થાય?"

"મને ક્ષમા કરો" લીઝાએ વળી પાછી માફી માગી.

"ઓહ! એમાં શું?" ફરી તેઓ રશિયનમાં બોલ્યા. "તું કંઈ એવી છોકરી છે?—લે, આ તને મળવા કોઈક આવે છે. ગુડ બાય."

અને લેમ ઉતાવળે પગલે પગથિયાં ઊતરી ચાલતા થયા. એ જ વખતે અજાણ્યો એવો એક ગૃહસ્થ દરવાજામાં પ્રવેશી રહ્યો હતો નમ્રતાપૂર્વક તેને સલામ કરી લેમે આગળ પ્રયાણ કર્યું. અને તેઓ દિવાલ પાછળ અદૃશ્ય થઈ ગયા.

નવા આગંતુકે તેમના તરફ જરા ધારીને જોયું અને નજર ફેરવતાં સામે જ લીઝા દેખાઈ. તે સીધો તેની પાસે પહોંચી ગયો.

## ૭

"**ત**મે મને નહિ ઓળખો" આગંતુકે હેટ માથેથી ઉતારતાં કહ્યું: "પણ હું તમને ઓળખું છું. તમને જોયે સાત વરસ થઈ ગયાં. એ વખતે તો તમે બાળક હતાં. હું **લ**વ્રેટ્સ્કી. તમારાં મા ઘેર છે ને? એમને મળી શકાશે ને?"

"હા, ઘેર જ છે. એમને તો બહુ આનંદ થશે. તમારા આવ્યાની વાત એમણે સાંભળી તો છે." **લી**ઝાએ જવાબ આપ્યો.

"તમારું નામ **લી**ઝા વેટા નહિ?" **લે**વ્રેટ્સ્કીએ પૂછ્યું. અને તે ઘરનાં પગથિયાં ચઢ્યો.

"હા."

"તમે મને બરાબર યાદ છો. એ દિવસોમાં ય એક તમારો ચહેરો એવો હતો કે ભુલાય જ નહિ. હું તમને એ વખતે મીઠાઈ લાવી આપતો."

**લી**ઝાના મોં પર શરમ છવાઈ ગઈ. તેને થયું: "કેવો વિચિત્ર આદમી છે!"

**લે**વ્રેટ્સ્કી ક્ષણેક ઊભો રહ્યો.

પેનશાઈનનો અવાજ અને તેનું હાસ્ય જ્યાંથી આવતાં હતાં તે બેઠકખાનામાં **લીઝા** દાખલ થઈ. પેનશાઈન એ વખતે કંઈ કંઈ ગપસપો મેરિયા તથા સર્જિયસને સંભળાવી રહ્યો હતો. તેઓ બગીચામાંથી પાછાં આવી ગયાં હતાં. પેનશાઈન વાત કહેતાં કહેતાં પોતે જ મોટે મોટેથી હસી રહ્યો હતો. લેવ્રેટ્સ્કીના આવ્યાની વાત સાંભળતાં જ મેરિયા વ્યગ્ર બની અને તેના મોં ઉપર ફિકાશ છવાઈ ગઈ. પણ તેને આવકારતી ઊઠી ઊભી થઈ બોલીઃ

"ઓહ! કેમ છો? ભાઈ?" તેણે લગભગ ગદ્‌ગદ્ કંઠે પૂછ્યું. અને એકેએક શબ્દ ઉપર ખાસ ભાર દઈ બોલીઃ "તને જોઈ મને કેટલો આનંદ થયો!"

"તમે ય મઝામાં છો ને, બહેન? લેવ્રેટ્સ્કીએ મેરિયાએ લંબાવેલા હાથને ભાવપૂર્વક હલાવી પૂછ્યુંઃ "બધાં કુશળ તો છે ને?"

"યેસ, યેસ, લેવ્રેટ્સ્કી. ઓહ! મને કેટલો આનંદ થયો! પણ પહેલાં મારી દીકરી **લીઝા**ની ઓળખાણ કરાવું."

"મેં ક્યારની એની સાથે ઓળખાણ કરી લીધી." લેવ્રેટ્સ્કી વચ્ચે બોલી ઊઠ્યો.

"આ મોન્શેર પેનશાઈન અને આ સર્જિયસ. પણ બેસ તો ખરો. તારા તરફ જોઉં છું ને કેમ જાણે આંખો કહ્યું જ કરતી નથી. પણ તારી તબીયત તો સારી છે ને?"

"જુવોને, તદ્દન સારો છું. અને આ સાત વરસમાં તમારી ય તબિયત કંઈ બગડી નથી લાગતી."

"આપણે મળ્યાં ને સાત વરસ થઈ ગયાં!" મેરિયાએ રમુજમાં આવી કહ્યું, "પણ તું આવે છે ક્યાંથી? ક્યાં ઊતર્યો

છે—કહું છું, અમારી સાથે રહેશે ને?" મેરિયાએ સુધારીને વાક્ય પૂરું કર્યું.

"હમણાં તો હું બર્લિનથી આવું છું. કાલે દેશમાં જઈશ, મોટે ભાગે તો ત્યાં જ રહેવાનું કરવાનો છું."

"લેવીકામાં નહિ; વાસિલીમાં મારી પોતાની થોડી જમીન વગેરે છે, હું ત્યાં જ જવાનો છું."

"ગ્લેફિરા પાસેથી મળી એ જ ને?"

"હા, હા, એ જ."

"પણ સાચે જ, લેવ્રેટ્સ્કી. લેવીકામાંનું તારું મકાન તો સુંદર છે."

"હા—પણ વાસિલી ઉપર એ ઘર છે. હમણાં મારે કંઈ વસ્તારેની જરૂર નથી. એ જગા, હમણાં તો મારે માટે પૂરતી સગવડવાળી છે."

મેરિયા વળી પાછી વ્યગ્ર બની અને ખુરસીમાં બેસી પડી. શું કરવું તેની તેને સૂઝ ન પડી. ત્યાં પેનશાઈન તેની મદદે આવ્યો. લેવ્રેટ્સ્કી સાથે તે વાતે વળગ્યો. મેરિયાને ધીમે ધીમે શાતા વળી. વળી પાછી તે ખુરશીમાં અઢેલીને નિરાંતે બેઠી, અને વચમાં વચમાં એક બે શબ્દો બોલતી રહી. પણ હજી તે તેના મહેમાન પ્રત્યે એટલી બધી દયાપૂર્ણ દૃષ્ટિએ જોઈ રહી હતી, એવા નિસાસા નાખતી હતી, અને વિષાદમાં એવું તો માથું હલાવતી હતી, કે કેમ જાણે પોતે જ માંદી ન હોય!

"કેમ તબિયત ઠીક નથી?" લેવ્રેટ્સ્કીએ મેરિયાની વ્યગ્રતા જોઈ પૂછ્યું.

"ના. ભગવાનની મહેર છે. પણ એવું શાથી પૂછવું પડયું?" મેરિયાએ જવાબ આપ્યો.

"મને લાગ્યું કે તમારું શરીર ઠીક નથી."

મેરિયાને આથી ખોટું લાગ્યું હોય તેમ તે અક્કડ બની મોં જરા ભારે કરી બેસી રહી. અને તે વિચારી રહી: "તારી તો આમ વાત છે! કમળના પાંદડાં પરથી પાણી સરી જાય એમ બધું તારા મનથી સરી જતું લાગે છે. તારી જગાએ બીજો હોત તો કયારનો કરમાઈ ગયો હોત; તું તો ભીલટાનો જાડો થયો છે!—હશે મારે શું?"

પોતે એકલી એકલી વિચારમાં પડી ગઈ હતી એ અસભ્યતાની તેણે પરવા ન કરી.

વાસ્તવમાં, લેવ્રેટ્સ્કી વિધિનો શિકાર બન્યો હોય એવો લાગતો ન હતો. એના ગુલાબી ગાલ, એનો પૂરો રશિયન ચહેરો, એનું વિશાળ કપાળ, થોડુંક જાડું નાક, અને લાંબા સીધા હોઠ—આ બધું એની તંદુરસ્તીનાં, અને સહનશીલ શારીરિક સંપત્તિનાં સાક્ષી હતાં. એનો બાંધો જબરજસ્ત હતો અને એનાં ઝુલ્ફાં એક બાળકનાં જેવાં વાંકડિયાં હતાં. એક એની આંખમાં જ કોઈક વિચિત્ર ન કળાય તેવો ભાવ હતો. કાં તો તે કોઈ ઊંડી સંવેદનાને કારણે હોય કે પુષ્કળ પરિશ્રમને કારણે હોય. અલબત્ત, એના અવાજમાં ય ઉદાસીનતાનો રણકો તો હતો જ.

આ બધો સમય વાતચીતનો તમામ બોજો તો પેનશાઈને જ ઉપાડી લીધો હતો. છેલ્લે છેલ્લે તો તેણે તાજેતરમાં એક ફ્રેન્ચ પુસ્તિકામાંથી વાંચેલ ખાંડના ઉદ્યોગ વિષે હાંકે રાખ્યું. તેણે તો એ પુસ્તિકામાંથી અવતરણો ને આંકડા સુદ્ધાં આપવા માંડયા. અલબત્ત

બિલકુલ નમ્રતાના દેખાવ સહિત ને આ બધું બોલતો હતો છતાં તેના આ જ્ઞાનભંડારનું મૂળ કહેવા તે તૈયાર ન હતો !

"ઓહો ! લેવ્રેટ્સ્કી કે ?" એકાએક બાજુના ખંડનું બારણું ઊઘાડયું ને મારફી અંદર દાખલ થતાં બોલી.

ખુરશીમાંથી ઊઠે તે પહેલાં તો ફોઈના હાથોએ તેને પકડી લીધો.

"બરાબર જોવા તો દે" કહી ફોઈએ તેને પોતાથી જરા દૂર પકડી ઊભો રાખ્યો. "ઓહ ! કેવો તંદુરસ્ત દેખાય છે ! અલબત્ત, જરા ઘરડો થયો લાગે છે. પણ મારા હાથને શું કામ ચૂમે છે ? મારા કપાળને જ ચૂમ ને; એ કરચલીઓવાળા કપાળ ઉપર તને કટાળો ન આવે ત્યાં લગી તો. મને પૂરી ખાત્રી છે કે કોઈ જીવતી છે કે મરી ગઈ એટલી તપાસ યે તેં આજ લગી કદી કરાવી નહિ હોય પણ ભૂલતો ના, આ દુનિયામાં તને આવકારનાર આ જ હાથ પહેલા હતા. ઠીક છે, એ તો બધું. પણ તને અહીં આવવાનું સૂઝયું તે ઘણું સારું થયું. કહું છું, મેરિયા, એને કંઈ નાસ્તોપાસ્તો આપ્યો કે નહિ ?"

"મારે કંઈ નહિ જોઈએ, ફોઈ" લેવ્રેટ્સ્કીએ તરત જ જવાબ વાળ્યો.

"અરે એમ હોય ! અમારી સાથે ચહા તો લેવી જ પડશે. ભગવાન ! ભગવાન ! માણસ કંઈ કેટકેટલે દૂરથી આવ્યો છે, અને કોઈ એને ચાનો પ્યાલો સુદ્ધાં આપતું નથી ! લીઝા, જા તો, જલદી તૈયાર કર. મને ખબર છે, નાનો હતો ત્યારે જબરો ખાઉધરો હતો. અને હજી ય કદાચ ખાવાપીવામાં તો પૂરો હશે."

"મને નમસ્કાર કરવા દો આપને" પેનશાઈને માર્ફા ભણી જોઈ ઊભો થઈ તેની પાસે જઈ કહ્યું, અને નમસ્કાર કર્યા.

"માફ કરો, મેં તમને જોયા નહિ–ભારે આનંદમાં હતી ને? એટલે." માર્ફાએ જવાબ આપ્યો. અને પાછી લેવ્રેટ્સ્કી ભણી ફરી બોલી: તું તો બરાબર મારી મા જેવો છે. બસ એક નાક તને તારા બાપનું મળ્યું છે. ઠીક ચાલો હવે અહીં રહેવાનો તો છે ને?"

"કાલે જવાનો છું, ફોઈ."

"ક્યાં?"

"મારે ઘેર—દેશમાં."

"કાલે જ?"

"કાલે જ."

"ભલે, કાલે જ જવાનો હોય તો જજે. ભગવાન તારું ભલું કરે. તને કહેવું પડે એવું ક્યાં છે? તારું ભલું શેમાં છે, એ તું સારી પેઠે જાણે છે. પણ કહું છું, આવતો રહેજે, ને મળ્યા કરજે." એમ બોલી માર્ફાએ તેના ગાલ પર ધીમેથી ટપલી મારી. અને વળી પાછી બોલી, "મને નહોતું લાગતું કે તું પાછો આવે ત્યાં લગી હું જીવી કાઢીશ. એમ તો હું કંઈ મરી જવાની નહોતી. અરે, હજી બીજાં દસ વરસ ખેંચી કાઢું એવી છું. અમારું કૂળ જ મૂળથી લાંબું જીવનારું. તારા દાદા તો અમને ડબલ આયખાંવાળાં કહેતા. પણ કોને ખબર હતી દેશપરદેશ રખડીને તું ક્યારે પાછો આવશે! ચાલો—સાજો સમો આવી ગયો તે સારું થયું. હજી ધારે તો તું પાંચ સાત મણ ભાર તો જરૂર એક હાથે

ઊંચકી શકે; ખરું ને? પહેલાં તો ઊંચકતો જ હતો ને? તારા બાપા—માફ કરજે, ખરું છું, આમ તો બિલકુલ વાહિયાત માણસ. પણ તારે માટે પેલા માસ્તર રાખીને એમણે બહુ સારું કર્યું હતું. તને યાદ છે—તું એમની સાથે બોકસીંગ રમતો? તું તો એને કસરત કહેતો ખરું ને? પણ આમ બબડ્યા કરવાનો શો અર્થ છે? બીજું કંઈ નહિ તો આપણા આ પેનશાઈન મહાશયને એમની કીમતી વાતો કરતાં તો રોકું છું. એના કરતાં તો આપણે જઈને ચાહ પીધી હોત તોય સારું. હા, હા. ચાલો જઈએ. અગાસીમાં બેઠાં બેઠાં જ પીએ. અહીંયાં તો અદ્‌ભુત મલાઈ મળે છે—તારા લંડન ને પેરિસ જેવી નહિ. આવ, ચાલ, આવ તો. લે જરા હાથ આપ તો.” એમ બોલી લેવ્રેટ્સ્કીનો હાથ પકડી પાછું તેણે ચલાવ્યે રાખ્યું: “શો ગજબનો હાથ છે, તારો! તું હવે મારી પડખે હશે, ત્યાં સુધી કંઈ ગભરાવા જેવું નથી.”

સૌ ઊઠ્યું, ને અગાસી ભણી વળ્યું. એક માત્ર સર્જિયસ ક્યાંક છટકી ગયો. લેવ્રેટ્સ્કી મેરિયા, પેનશાઈન અને માર્ફા સૌ વાતો કરતાં હતાં. તે બધા સમય આ મહાશય આંખો ચોળતા, અને હોઠ ઉઘાડબીડ કરતા, એક બાળકની જેમ બધું સાંભળી રહ્યા હતા. તે આમ છટકી ગયો, એમાં લેવ્રેટ્સ્કીના આવ્યાની ખબર ફેલાવી દેવાનો જ હેતુ હશે, એ વાત નક્કી.

રાતના અગિયાર વાગ્યા હતા. પેનશાઈન લીઝાનો હાથ પોતાના હાથમાં લઈ, વિદાય લઈ રહ્યો હતો; “તું તો જાણે છે, કે હું રોજ રોજ અહીં શા માટે આવું છું, અહીં મને કોનું આકર્ષણ છે. બધું જ સ્પષ્ટ હોય ત્યાં બોલી બતાવવાની શી જરૂર છે!”

લીઝા જવાબમાં કાંઈ જ ન બોલી, તેણે સ્મિત સુદ્ધાં ન કર્યું. એની પાંપણો જરા ઢળી, અને મોં સહેજ રતુમડું બન્યું.

જમીન તરફ સ્થિર નજરે જોતી તે ઊભી રહી. પણ હાથ ખેંચી લઈ શકી નહિ.

મેડા પરના માર્ફાના ખંડમાં હીંચણ પર કોણી ટેકવી ખુરસીમાં બેઠેલા લેવ્રેટ્સ્કીના મોં પર દીવાનો પ્રકાશ પડતો હતો. તેણે તેનું મોં પોતાના હાથ વડે ઢાંકી દીધું હતું. એની સામે માર્ફા ઊભી હતી. વારંવાર તે તેનો હાથ લેવ્રેટ્સ્કીના વાળમાં ફેરવતી હતી. મેરિયાને ત્યાંથી રજા લઈ નીકળ્યા પછી, કંઈ નહિ તો એકાદ કલાક તેણે અહીં ગાળ્યો હશે. પણ આટલા વખતમાં ભાગ્યે જ તે કંઈ બોલ્યો હતો, અથવા માર્ફાએ પણ કંઇ પૂછ્યું હશે. એ બોલે ય શું ? માર્ફા પૂછે પણ શું ? તે બધું સમજતી હતી. અને લેવ્રેટ્સ્કીના હૃદયમાં વહી રહેલી લાગણીઓ સાથે તેની પૂરી સહાનુભૂતિ હતી.

## ૮

લેબ્રેટ્સ્કીનું આખું નામ ફેડોર ઇવાનોવિચ લેબ્રેટ્સ્કી. એને ફેડોર અથવા લાડમાં ફેડિયાને નામે પણ બોલાવતા. તેનો જન્મ ઉમદા કુટુંબમાં થયો હતો. મૂળ એના વડવાઓ પ્રુશિયામાંથી આવેલા અને મોટાભાગના તેના વડીલોએ રાજ્યની ઊંચી અમલદારી ભોગવેલી. સૌથી વધુ પૈસા અને નામના આ કુટુંબમાં જો કોઈ પામ્યું હોય તો તે લેબ્રેટસ્કીના વડા દાદા એન્ડ્રી. એન્ડ્રી સ્વભાવે કડક, તુમાખી, ચતુર અને કુશળ હતો. એના આ બધા ગુણઅવગુણોની વાતો હજી ય લોકો ભૂલ્યા નથી. એને સ્ત્રી પણ લગભગ એના જેવી જ મળી હતી. તે એની તાબેદાર થઈ જીવે એવી ન હતી; બીજી બાજુ, એન્ડ્રી પણ પોતાની સખતાઈ કમી કરે એવો ન હતો. પરિણામે બાઈ વહેલી કબર ભેગી થઈ એમ કહું તો ખોટું નથી.

એન્ડ્રીનો દીકરો—લેબ્રેટ્સ્કીનો દાદો પીટર તદ્દન જુદી જ માટીનો હતો. સાદો સરળ ગામડિયા જેવો તે હતો. બાપના જેવો ચપળ, ચતુર ને હોંશિયાર નહિ પણ અણઘડ ને ધીમો હતો. અલબત્ત હૃદયનો ઘણો માયાળુ અને ઉદાર હતો. એના પિતા

તરફથી ત્રીસ વરસની ઉંમરે તેને જે મિલકત મળી હતી તેમાં બે હજાર તો ગુલામો હતા. પણ તે તેની આ બધી મિલ્કત બહુ વખત સાચવી ન શક્યો.

ઊલટા, આજુબાજુના પ્રદેશના જાણીતા અજાણ્યા, રખડતા સારા ઘરના સૌ કોઈ એને ત્યાં આવી એના ગંદા ઓરડામાં રહી તેમને વધારે ગંદા બનાવી જતા. એટલું જ નહિ પણ, આ મહેમાનો જતાં જતાં યજમાનનો ગુણ ગાતા જે કાંઈ હાથમાં આવે તે ઝાપટી જવાનું ય ચૂકતા નહિ! કેટલીકવાર આ યજમાન મહાશય રોષમાં આવી મહેમાનોને ચોદ્દા ને બેહાબાઉ કહી ભાંડતો પણ તેઓ ચાલ્યા જાય એટલે પાછો ઉદ્વિગ્ન બની, સાથીસોબતી વિનાનો એકલો અટુલો અકળાતો બેસી રહેતો.

પીટરની પત્ની અના ખૂબ શાંત સ્વભાવની સદ્ગુણી બાઈ હતી. તે મહેમાનોની આગતાસ્વાગતા કરતી અને સ્વામીની વાતમાં માથું મારતી નહિ. તે પોતાની ઇચ્છા અનુસાર સામાજિક કાર્યક્રમો કે જલસાઓમાં જતી પણ 'પાઉડર' લગાડી બહાર જવું એને ગમતું નહિ. પોતાની પાસેની બધી મિલકત તેણે પતિને ચરણે ધરી દીધી હતી. તેને બે સંતાન સાંપડ્યાં હતાં. એક આપણા લેવ્રેટ્સ્કીનો પિતા ઇવાન અને બીજી પુત્રી ગ્લેફીરા.

ઇવાનનો ઉછેર વળી તદ્દન જુદી જ રીતે થયો હતો. તે ઘેર ઊછર્યો જ ન હતો. એક ઉમરાવ કુટુંબની દૂરની ધનિક કાકીએ એને અતિશય લાડમાં પોતાને ત્યાં ઉછેર્યો હતો. રુસોના એક મુખ્ય શિષ્યને તેના ગૃહશિક્ષક તરીકે રોકયો હતો. તાજુબીની વાત તો છે કે આ શિક્ષક સાથે તેની કાકીએ સીત્તેર વરસની ઉંમરે લગ્ન કરી તેને જ બધી સંપત્તિ સોંપી દીધી હતી. આ ઉસ્તાદ શિક્ષકે થોડા

જ વખતમાં માલમિલકત સહિત, પત્નીને રઝળતી મૂકી, પોતાની જનમભોમ પેરિસ ભાગી જવાનું યોગ્ય ગણ્યું હતું.

કાકીના લગ્નના આઘાતથી ઈવાને કાકીનું ઘર છોડયું ત્યારે તેને વીસમું વરસ ચાલતું હતું. પિટર્સબર્ગના જીવનનો તેને કંટાળો હતો. આખરે તેણે પિતાને ત્યાં જ જવાનો વિચાર કર્યો. પણ એ સ્થળ એને હવે શી રીતે ગોઠે?—ગંદું, રંક એને દરિદ્ર જ લાગે ને? ગ્રામજીવનની એકલતા અને રૂક્ષતાનો એને અણગમો આવ્યો. બીજી બાજુ એની માતા સિવાય ઘરમાં કોઈ એના ભણી મમતા-માયાથી જોતું ન હતું. એના પિતા તો એની શહેરી ટેવો ઉપર ચીડાતા.

"અહીં તો એને ગમે એવું કશું ય નથી" પિતા કહેતા "ખાવું કંઈ નહિ પણ ટેબલ ચકચકાટ જોઈએ! આ ઓરડાઓની વાસ ને એના રંગઢંગ તો ભાઈથી સહેવાતા નથી. પીધેલા આદ-મીને જુવે છે ને એને કંઈનું કંઈ થઈ જાય છે. અને કેમ જાણે એના દેખતાં તો કોઈને હાથે ય ના અડાડાય! દેવળે જવાનું તો નામ જ નથી લેતો. બીજું તો પૂછવું જ નહિ—શો માંયકાંગલો પાકયો છે!—આ બધાનું કારણ, વોલ્ટેર* વાંચ્યો છે. એ જ છે—હું જાણું છું. આ વૃદ્ધને વોલ્ટેર ઉપર ભારે ચીડ હતી. અને પેલા 'એવકા' ડિડેરોટ* ઉપર પણ.

અને આ વૃદ્ધ પીટરની વાત કંઈ ખોટી ન હતી. જુવાન ઈવાનના દિમાકમાં વોલ્ટેર અને ડિડેરોટ જ ભરાઈ ગયેલા હતા. અરે—એ બે જ નહિ પણ રુસો ને......ને......ને......! અલબત્ત, આ બધા કેવળ એના માથામાં જ ઘૂસ્યા હતા. અઢારમી સદીનું બધું જ્ઞાન એના પેલા ફ્રેન્ચ ગુરુએ એના મગજમાં ઘૂસાડયું હતું.

* ફ્રેંચ તત્ત્વજ્ઞાનીઓ.

સદ્‌ભાગ્યે એ બધું ત્યાં એમ ને એમ જમા થયું હતું. એના લોહીમાં એક અક્ષરે ઊતર્યો ન હતો. એક અંશાળે એણે પચાવ્યું ન હતું.

યુવાન તેના પિતાને ત્યાં આવતા મહેમાનોની દઃ પણ સહન કરી શકતો નહિ અને મહેમાનો એનાથી ડરતા રહેતા. એની બહેન, જે તેનાથી બાર વરસે મોટી હતી તે ગ્લેફીરા સાથે ય તેને બન્યું નહિ. તેને આ ગામડાંનું એક વરસ દસ વરસ જેવું લાગ્યું. એક તેની મા ઉપર તેને બહુ પ્યાર હતો. મોટે ભાગે તો તે તેની જ પાસે વાતો કરતો ને સંભળાવતો બેસી રહેતો.

માતા **અ**નાની તહેનાતમાં જે દાસીઓ હતી તેમાંની એક **મા**લાનિયા નાજુક, બુદ્ધિશાળી અને દેખાવડી હતી. ઈવાનની નજર પહેલાંથી એની ઉપર ઠરી હતી. તે તેના પ્રેમમાં પડયો જ. દિન-પ્રતિદિન તેનું આકર્ષણ વધતું ચાલ્યું. તે સ્ત્રી પણ ઈવાનને તેનો સંપૂર્ણ આત્મા રેડી ચાહી રહી હતી—રશિયન સ્ત્રી જ પ્રેમ કેમ કરવો અને પ્રેમની પાછળ જીવનસર્વસ્વને કેમ ન્યોછાવરી દેવું તે જાણે છે—**મા**લાનિયાએ તે સિદ્ધ કરી બતાવ્યું.

ગામડાગામમાં કશું લાંબો વખત છૂપું રહી શકતું નથી, તેમ આમના પ્રેમની વાતનું ય બન્યું. ધીમે ધીમે બાપની પાસે ય વાત જઈ પહોંચી. આમ તો પિતા વાત ગળી જાત. પણ આ શહેરી દિમાકવાળા દીકરાની તુમાખી ઉતારવાના હેતુથી તેમણે તેને ઉધડો લીધો. અને **મા**લાનિયાને એક કોટડીમાં પૂરી સુદ્ધાં દીધી. ઇવાને બધું ઠંડું પાડવા ઘણું કર્યું પણ **પીટર** માને એમ ન હતો. તેમણે છોકરા ઉપર નાસ્તિકતા, બદચાલ, દાંભિકતા વગેરે

વગેરેના આક્ષેપો મૂકયા. એટલું જ નહિ પણ તેને ઉછેરનાર કાકી ઉપરે ય દાઝ કાઢી.

પહેલાં તો ઈવાન બધું મૂંગે મોંએ સાંભળી રહ્યો પણ પિતા હદ વટાવી આક્ષેપો કરવા લાગ્યા અને ધમકીઓ આપવા લાગ્યા ત્યારે તેનો ય મિજાજ ગયો. એણે સંભળાવી દીધું કે, "મેં કશું પાપ કર્યું નથી, અનીતિ આચરી નથી. હું **મા**લાનિયા સાથે પરણુવા તૈયાર છું" બાપ આ સાંભળી કેવળ હબકી જ ગયા. પણ તરત જ શરીરનો બધો કોપ ભેગો **થઈ** ઊછળ્યો ને તેઓ છેલબટાઉ છોકરા ઉપર તૂટી પડયા. દીકરાએ સમય વરતી બગી-ચામાં કૂદકો માર્યો અને પલાયન થઈ ગયો. છેવટે જ્યારે પિતાના પગનો અને તેમની બૂમોનો અવાજ સંભળાતો છેક બંધ થયો ત્યારે જ તે શ્વાસ ખાવા ઊભો.

બાપે ઘેર આવી, ઊભરાતા શ્વાસે જ હુકમો છોડયા: "ખબરદાર હવે એને ઘરમાં પેસવા દીધો છે તો. આજથી મારા વારસ તરીકેનો એનો હક હું રદ કરું છું. બાળી મૂકો એનાં થોથાં" વગેરે. અને **મા**લાનિયાને દૂરના કોક ગામડે મૂકી આવવાનું ફરમાન કર્યું.

કોક મળતિયાએ આવી, બાજુના ગામડામાં એક ઓળખીતાને ત્યાં રહેલા, ઈવાનને બધી વાત કરી રાતોરાત એ ઊઠયો. **મા**લા-નિયાને જવાનો રસ્તો આંતરી તે ઊભો ને જેવું ગાડું ત્યાંથી પસાર થયું કે એના ઉપર તૂટી પડી **મા**લાનિયાને ઉઠાવી પાસે ગામ જઈ પરણી બેઠો.

બીજે દિવસે તેણે બાપને બારોબાર કટાક્ષપૂર્ણ પત્ર લખ્યો અને **મા**લાનિયાને લઈ દૂરનાં પિતરાઈ **મિત્રી** પેરટોફ તથા તેની બહેન **મા**રી ને ત્યાં જઈ પહેરેગરો અને બહેનની દેખરેખી લાગી

હોવા છતાં, રશિયન લોહીનો પ્રેર્યો તેમને પગે લાગ્યો અને બોલ્યો "હું પિટર્સબર્ગ નોકરી ઢૂંઢવા જાઉં છું. મારી પત્નીને તમે એટલો વખત રાખશો ને?" આ ભાઈબહેને ખુશીથી એ કબૂલ્યું પણ ખરું.

બીજી બાજુ, બાપને તેના આ નવા પરાક્રમની ખબર પડતાં તેમણે હુકમ કરી દીધો: "ખબરદાર કોઈએ એનું નામ મારી આગળ લીધું છે તો." પણ માતાનો પ્યાર તો જરા ય ઘટયો ન હતો. તેણે છૂપી રીતે પાંચસો રુબલની નોટો અને આશીર્વાદ એક ખાસ માણસ સાથે મોકલાવ્યાં.

ઇવાન પિટર્સબર્ગ પહોંચી ગયો. એને ય ગામડાંમાંથી છૂટયાનો સંતોષ થયો. એટલું જ નહિ પણ ગુરુઓ-રૂસો ને ડિડેરોટના શિક્ષણને જીવનમાં ઉતાર્યા બદલ–માનવીના હક્કોનો બહાદુરીપૂર્વક અમલ કરી બતાવ્યા બદલ તેને આત્મસંતોષ ય થયો.

શરૂઆતમાં પૈસાનું દુઃખ રહ્યું. પણ પિટર્સબર્ગમાં ધાર્યા કરતાં વધારે સફળતા મળી. હજી પેલી કાકી જેને ત્યાં રહી તે ઊછર્યો હતો તે, મરી પરવારી ન હતી. અલબત્ત, પેલો ફ્રેન્ચ શિક્ષક તો તેની મિલકત લઈ પેરિસ ભાગી જ ગયો હતો અને કાકીની સ્થિતિ બહુ સારી રહી ન હતી. તેમ છતાં તેણે ઈવાનને આવકાર્યો અને નોકરી મેળવી આપવામાં પોતાની લાગવગ લગાડી સારી સહાય કરી, એટલું જ નહિ પણ પોતાની પાસે હતું તે બધું–પાંચ હજાર રુબલ, એકાદ ઘડિયાળ અને બીજો સામાન–તેને આપી દીધું.

ત્રણ જ મહિનામાં તો એનું નસીબ ઊઘડયું અને રશિયન એલચી તરીકે તેની લંડનમાં નિમણૂંક થઈ. તેણે પહેલું જહાજ પકડયું ને લંડન પહોંચી ગયો. ત્યાં ગયા પછી થોડા વખતે તેને પેસ્ટોફને ત્યાંથી પત્ર મળ્યો કે તે પિતા બન્યો હતો. એ પત્રમાં

**મા**લાનિયાએ પણ બે અક્ષર લખ્યા હતા. આ બે અક્ષરો વાંચી તે તાજ્જુબ થયો. એને શી ખબર કે **મા**શાએ તેને થોડું ઘણું લખતાં વાંચતાં શીખવી દીધું હશે ?

ઈવાન-**મા**લાનિયાનું આ સંતાન તે જ આપણો ફેડિયા ઉર્ફે **સે**વેટુસ્કી.

૯

**ઘણો** વખત થઈ જવા છતાં **પીટર**નો તેના દીકરા ઈવાન ઉપરનો રોષ ન જ શમ્યો. માતા **અના** **પીટર** આગળ ઈવાનની વાત કાઢતી કે તરત જ તે આવેશમાં આવી જઈ કંઈનું કંઈ બોલી નાખતો. **મિત્રી** પેસ્ટોકે **પીટર**ને તેની પુત્રવધૂ પોતાને ત્યાં હોવાની વાત લખી ત્યારે પણ તેણે એવી ભાગેડુ ગુલામ–દાસીને સંઘરીને કાયદેસર રીતે અને નીતિ અનુસાર ગુનો કર્યો છે એવો જવાબ લખ્યો. પરંતુ ત્યારબાદ **માલા**નિયામાં પુત્ર અવતર્યાની ખબર **પીટ**રને પહોંચી અને વૃદ્ધનું આખું કલેજું બદલાઈ ગયું. તેણે બાળકની તથા બાળકની માતાના સમાચાર ગુપ્ત રીતે મંગાવ્યા. અને કોઈ ન જાણે તેમ, પોતાને નામે નહિ પણ બારોબાર થોડા પૈસા પણ મોકલાવ્યા.

**લે**વેટ્રસ્કી એકાદ વરસનો થયો તે વખતે તેની દાદીમા **અ**ના મરણપથારીએ પડી. અને તેણે છેલ્લી સ્પૃહા તરીકે પોતાની પુત્રવધૂને જોવાની અને પ્રપૌત્રને આશીર્વાદ આપી જવાની ઇચ્છા વ્યક્ત કરી. વૃદ્ધ **પીટરે** ગદ્ગદ કંઠે તેને આશ્વાસન આપી તાબડતોબ પોતાની ગાડી દોડાવી અને **માલા**નિયા આવી પહોંચતાં

સન્માનપૂર્વક તેનો સત્કાર કર્યો. **મા**લાનિયાએ સસરાનો હાથ ધ્રૂજતાં ધ્રૂજતાં જેમ તેમ કરી પકડ્યો અને માંડમાંડ હોઠે અડાડ્યો.

નાના નિર્દોષ બાળક **લે**વ્રેટ્સ્કીને જોતાં તો **પિટર**નું હૃદય સાવ ઠરી ગયું અને આંસુભરી આંખોએ તેણે તેને પોતાના હાથમાં લીધો. **મા**લાનિયા સાસુને પગે લાગી. સાસુએ બાળકને આશીર્વાદ આપ્યો. અને પોતાના સ્વામીને તે બારે આતુરતાપૂર્વક કંઈક કહેવા જતી હતી. ત્યાં **પીટર** જ બોલી ઊઠ્યોઃ "હું સમજી ગયો છું, હું સમજી ગયો છું, તું શું કહેવા માગે છે તે. તું ચિંતા ન કરીશ. એ આપણી સાથે જ રહેશે. કંઈ નહિ તો આ બાળકની ખાતરે ય હું બધું ભૂલી જઈશ." આ સાફ દિલના વૃદ્ધની આ આશ્વાસનવાણી સાંભળી **અ**નાએ અત્યંત સંતોષપૂર્વક તે જ માંજે દેહ છોડ્યો.

પિતા **પીટરે** તો પોતાનું વચન પાળ્યું. તેણે **મા**લાનિયા અને તેના બાળકને બધી સગવડ કરી આપી. પણ નસીબ હજી એ ડગલાં આગળ જ હતું. આ ઘરની કર્તાકારવતા હવે ગ્લેફીરા—ઇવાનની બહેન હતી. આગે ય પહેલાંથી તેનું ઘણું ચાલતું. હવે તો પૂછવું જ શું ? એનો સ્વભાવ અતિશય ઝેરીલો અને અમલદારી મિજાજનો હતો. એમાં વળી ઇવાનના આ લગ્ન સામે તેના પિતાને હશે તેનાથી વધારે નફરત આ બહેનને હતી. વધારામાં, **મા**લાનિયા—ગઈ કાલની આ જ ઘરની દાસી **મા**લાનિયા આજે 'ભાભી' બની બેઠી હતી! **ગ્લે**ફિરાએ જાણે વેર વાળવા માંડ્યું. એટલે સુધી કે **મા**લાનિયાને તેનું બાળક કેમ ઉછેરવું તેની ય કશી ગતાગમ નથી, એમ કહી બાળકને તેની પાસેથી છીનવી લઈ પોતાની દેખરેખ નીચે રાખવા માંડ્યું. **મા**લાનિયાને ભાગ્યે જ મળવાની પણ છૂટ આપવામાં આવતી.

આ સ્થિતિમાં **મા**લાનિયા ઈવાનને વહેલી તકે પાછા ફરવા પત્રો ઉપર પત્રો લખતી. બીજી બાજુ, પિતા પણ પુત્રને જોવા ઝંખતો હતો. અને 'આવું છું' 'આવું છું' એમ લખ્યા કરતો હતો, પણ આવ્યો નહિ.

આખરે છ વરસને અંતે તે પાછો ફર્યો. અને થોડી જ વારમાં **ર**શિયા શત્રુઓના હલ્લા નીચે સપડાવાનો પ્રસંગ આવી પહોંચતાં બાપ દીકરો બંને પોતાની ટુકડી ઊભી કરી દેશને અર્થે નીકળી પડ્યા. પરંતુ લડાઈ બહુ ચાલી નહિ અને સૌ પાછા ફર્યા. વળી પાછું ઈવાનને જીવન બહુ અકારું લાગવા માંડ્યું અને તેણે ફરી પરદેશ જવાનો નિર્ણય કર્યો. જે થોડો સમય તે **મા**લાનિયા સાથે રહ્યો તેમાં ય તેનો બાપ લગભગ વિસરી ગયો હતો. અને બીજાની જેમ, તે ય **ગ્લે**ફીરા જ પોતાનું બાળક ઉછેરે એ સારું છે એમ કહેતો. ભક્તિ અને પ્રેમની પ્રતિમા સમી **મા**લાનિયાથી આ બીજી વારનો વિયોગ સહન ન થયો અને તેણે ઈવાનના ચાલ્યા ગયા પછી થોડા જ સમયમાં બિલકુલ બબડાટ કે કકળાટ વિના દેહ છોડયો.

મરતાં મરતાં ય તેણે કશો ઉત્પાત, કશી અકળામણ વ્યક્ત ન કરી જીવનભરમાં જે શાંતિ અને મીઠાશ જાળવ્યાં હતાં તે જ છેલ્લી ક્ષણ સુધી તેણે જાળવી રાખ્યાં. અને જેમ **અ**નાએ મરતાં મરતાં **પીટ**રના હાથને ચૂમ્યા હતા તેમ **મા**લાનિયાએ **ગ્લે**ફીરાના હાથ ચૂમી પોતાનું બાળક તેને સોંપ્યું. આ નિરીહ જીવન ચાલ્યા જતાં ભાગ્યે જ કોઈ દુઃખી થયું—સિવાય કે વૃદ્ધ **પીટર**. **મા**લાનિયાના દેહને ભૂમિસ્થ કરતાં તે ધ્રૂસકે ધ્રૂસકે રોયો

**મા**લાનિયાના મૃત્યુ બાદ પાંચ વરસે–૧૮૧૯ માં **પીટ**રે પણ દેહ છોડયો. વીલમાં તેણે પોતાને **અ**ના અને **મા**લાનિયાની બાજુમાં જ ભૂમિસ્થ કરવાનું લખ્યું હતું.

## ૧૦

**પિતાના** અવસાન સમયે ફીતાન પૅરિસમાં હતો. તે તાબડતોબ ઘેર પાછો ફર્યો. લેવેટ્રસ્યાની ઉંમર એ વખતે બાર વરસની હતી. ઇંગ્લિશ અને ફ્રેન્ચ સંસ્કારો તેનામાં એટલા બધા ભિનયાં હતા કે તેનો જીવનઆદર્શ એવો જ થઈ ગયો હતો. પોતાના પુત્રની કેળવણીનો ભાર પણ પોતે જ ઉપાડ્યો ને પોતાની રીતે એમાં જબરા ફેરફારો તેણે કર્યા.

માતાના અવસાન પછી લેવેટ્રસ્યાનો જે વિશેષ ખરાબ ઉછેર થયો હતો તેની અસર બાળકના જીવન ઉપર ઓછી થઈ ન હતી. તે ભાગ્યે જ કોઈની સાથે ભળતો. ભાગ્યે જ તેને કોઈના ઉપર પ્યાર અને મમતા રહ્યાં હતાં. ફીતાને આ જોયું. એને ભારે આઘાત લાગ્યો અને તેણે નિશ્ચય કર્યો: "હું આને પૂરો માણસ બનાવ્યા વિના નહિ રહું. જેવો તેવો માણસ નહિ. પણ **સ્પાર્ટન**."* અને આ પ્રયોગ બાર વરસના બાળક ઉપર તેણે શરૂ પણ કરી દીધો. તેને **કસરતની** તાલીમ આપવા માંડી. સંગીતનો દેશવટો દેવામાં આવ્યો.

* પ્રાચીન **સ્પાર્ટા**નો રહીશ. વિશેષ અર્થમાં—સંયમી, ખડતલ અને શુષ્ક જીવન ગાળનારો.

નિસર્ગ-વિજ્ઞાન, આંતરરાષ્ટ્રીય કાયદો, ગણિત તથા શેતરંજી બનાવવાનો ઉદ્યોગ—આ બધા તેના મુખ્ય અભ્યાસના વિષયો હતા. પિતાને મન 'સાચા મનુષ્ય' અથવા 'મરદ' તરીકે આ ગુણો આવશ્યક હતા.

સવારમાં વહેલા ચાર વાગે ઊઠવું. ઠંડે પાણીએ નાહવું. ઉઘાડે પગે ચાલવું, દોડવું, દિવસમાં એક જ વાર સાદું ભોજન કરવું, તથા પિતા બતાવે ને સૂચવે તે રીતે "સંકલ્પશક્તિ" વધારવા માટે મથવું—આ હતાં તેનાં નિત્યકર્મો. વળી પિતાએ પોતાને 'તુ' તરીકે સંબોધવાની પણ તેને માથે ફરજ પાડી હતી. પિતાની આજ્ઞાનુસાર બાળક બોલાવતો થયો 'તું' થી પણ એમની સામે ફરકવાની સુદ્ધાં તેની હિંમત ચાલતી ન હતી.

આ નવી પદ્ધતિએ બાળકના મગજનો વિકાસ કરવાને બદલે ઊલટાં તેમાં અનેક જાળાં પેદા કર્યાં. અલબત્ત, શારીરિક સંપત્તિ તે સારી કમાયો. પોતાના બાળકના પોતે કરેલા આ વિકાસ માટે પિતા તો ગર્વ લેતા હતા. બાળકની સોળ વરસની ઉંમર થતાં પિતાએ તેનામાં સ્ત્રીઓને તિરસ્કારપૂર્વક જોવાનો સ્પાર્ટનનો એક મુખ્ય ગુણ વિકસાવ્યો હતો.

પણ એ પછી ત્રણેક વરસમાં જ લેવેટ્સ્કીના મગજમાં એક ભારે પ્રત્યાઘાતનું મોજુ ઊપડ્યું. પિતાની ઊંડી ફિલસૂફી અને તેમની છીછરી રહેણીકરણી, ઉદાર વિચારશીલતા અને જોહુકમી વર્તન, સંયમની વાતો અને મોજશોખની ઘેલછા—આવો બધો વિરોધાભાસ જોઈ તેનામાં પણ એકાએક ફેરફાર થવા લાગ્યો. તે અભ્યાસાર્થે મૉસ્કો જવાની તૈયારીમાં હતો, એવામાં જ એક અકસ્માત તૂટી પડ્યો—એક જ દિવસમાં પિતા સાવ આંધળા બન્યા.

પિતાને રશિયન ડૉકટરો ઉપર તો વિશ્વાસ હતો જ નહિ. તેમણે પરદેશ જવા પાસપોર્ટ માટે ઘણું કર્યું પણ મળ્યો નહિ. એટલે આખરે રશિયામાં જ ત્રણ વરસ લગી દીકરાને સાથે લઈ ઉપચાર માટે ફર્યા. ડૉકટર પછી ડૉકટર બદલ્યા. વચમાં વચમાં તો દીકરાને, નોકરને અને ડૉકટરને ય હાંકી કાઢતા; અને આખરે ગુસ્સાના આવેશમાં જ, થાકીને ગાંથરા જેવા શરીરે તેઓ ઘેર પાછા આવ્યા. પણ ઘરનાં તમામ તેમનાથી ત્રાસી ઊઠયાં. તેઓ કોઈને બિલકુલ સહી જ શકતા નહિ. અલબત્ત, તેમને પોતાને પણ ભારે ત્રાસ થઈ રહ્યો હતો. આમ ને આમ બે વરસ ગાળી મેની શરૂઆતમાં આ જગત છોડી તેઓ ચાલતા થયા.

પિતાના અવસાન વખતે લેવેટ્સ્કી તેવીસ વરસનો હતો. પિતાને મરતા જોઈ તે ડઘાઈ ગયો. શબ્દે ય બોલી શકયો નહિ. અને બાલ્કનીમાંના સળિયા પકડી દૂરની લીલોતરી જોતો જ ઊભો રહી ગયો. કેવાં દુઃખી, છતાં કેટલાં જલદી આટલાં વરસો વહી ગયાં હતાં! કેમ જાણે, હવે જ જીવનનો પડદો તેની સામે ઊઘડી રહ્યો હતો.

## ૧૬

**જુવાન** લેવેટ્સ્કી મોસ્કો કોલેજમાં અભ્યાસ અર્થે આવ્યો ત્યારે તેને સમજાયું કે પોતામાં શાની ઊણપ હતી. આમ તો તેણે છેલ્લાં પાંચેક વરસોમાં ઘણું ઘણું વાંચ્યું હતું પરંતુ દુનિયાદારીનું ભાન એને કશું ન હતું. એક પ્રોફેસર કરતાં ય કેટલાક વિષયમાં તે વધારે જાણકાર હતો, જ્યારે એક સાધારણ નિશાળિયા જેટલી ય સમજણ કેટલીક બાબતમાં ન હતી. એના હૃદયમાં કોક અસ્પષ્ટ પણ પ્રબળ લાગણી બળી રહી હતી. આટલી તેવીસ વરસની ઉંમર થઈ હોવા છતાં તેણે 'પ્રેમ' નો કદી સ્પષ્ટ અનુભવ કર્યો ન હતો. કદી કોઈ છોકરી ભણી જોવાની હિંમત કરી ન હતી. આટલી ઉંમરે એના જેટલી શક્તિ અને બુદ્ધિ સાથે તો માણસ જીવનમાં ક્યારનો ઝંપલાવી ચૂક્યો હોય; પરંતુ આ જુવાનનું જનૂઈ કૂંડાળું હજી તૂટી ચૂક્યું ન હતું.

કોલેજમાં એને સૌ 'વેદિયા' તરીકે ઓળખતું. એક મિત્ર સિવાય ભાગ્યે જ તે કોઈની સાથે હળતો મળતો ને ભાગ્યે જ કોઈ એની પરવા પણ કરતું. પણ આ એક મિત્ર જ એની જિંદગીમાં ભારે પરિવર્તન આણ્યું. એ મિત્રનું નામ હતું **માઇકેલ**. કેટલેક અંશે એ કવિ પણ હતો. એક દિવસ આ કવિમિત્ર સાથે

લેવ્રેટ્સ્કી થિયેટરમાં ગયો હતો ત્યાં એક જુવાન છોકરીએ એની આંખને આકર્ષી. તે બોકસમાં બેઠી હતી. તેના જુવાન ચહેરા ઉપર યુવાનીનો મોહક ચમકાર ચમકી રહ્યો હતો. એની જમણી સુંદર આંખોમાં કલામય ઊર્મિલતા ચમકી રહી હતી. એના હોઠ ઉપરનું આછું સ્મિત મોહક હતું. તેની બાજુમાં પીસતાળીસેક વરસની એક સ્ત્રી તથા પાછળ એક રિટાયર્ડ થયેલો અમલદાર બેઠેલો હતો.

થોડીવારમાં એ જ બોકસનું બારણું ઊઘડ્યું ને લેવ્રેટ્સ્કીએ માઈકેલને તેમાં પ્રવેશતો જોયો. તેને આ કુટુંબ સાથે, ખાસ કરીને આ છોકરી સાથે ખૂબ જૂની ઓળખાણ હોય એમ તેના વર્તાવ ઉપરથી લાગ્યું. લેવ્રેટ્સ્કીને આથી ભારે આશ્ચર્ય થયું. કેમે કર્યું તેનું ચિત્ત નાટકમાં રહ્યું જ નહિ. અને ઘેર આવીને તે આખી રાત નિરાંતે ઊંઘી શક્યો નહિ.

બીજી સવારે તે માઈકેલને ત્યાં ઊપડ્યો. વાતવાતમાં ખબર પડી કે માઈકેલ એ કુટુંબને છેલ્લા એક વરસથી ઓળખે છે. માઈકેલના કહેવા મુજબ એ છોકરીમાં સ્વાભાવિક કલાનિપુણતા હતી. અને તે ખૂબ જ માયાળુ સ્વાભવની હતી. તેનું નામ વારવારા હતું. લેવ્રેટ્સ્કીએ માઈકેલને આગલી રાતની વાત કહી. માઈકેલે તેને પોતાની સાથે લઈ જઈ વારવારાની ઓળખાણ કરાવી આપવાનું કહી ઉત્સાહિત કર્યો.

પરંતુ પાંચ દિવસ સુધી તો આ સ્પાર્ટનને પોતાની સાથે જ આંતરિક યુદ્ધ કરવું પડ્યું. તે તેનું શરમાળપણું છોડી શકતો ન હતો. આખરે છઠ્ઠે દિવસે તેણે માઈકેલ સાથે જવાનું કબૂલ્યું.

વારવારા તેના પિતાની એકની એક દીકરી હતી. સત્તર વરસની ઉંમરે તેણે અભ્યાસ છોડ્યો હતો. કોલેજમાં તે કદાચ

સૌથી વધુ ખુબસુરત નહિ, પણ સૌથી વધુ બુદ્ધિશાળી અને સર્વોત્તમ સંગીતજ્ઞ ગણાતી. અત્યારે તેની ઉંમર ઓગણીસ વરસની હતી.

વારવારાના માતપિતા વિષે લેવ્રેટ્સ્કીના મન ઉપર સારી છાપ પડી. વારવારાની હાજરીમાં તો તેને અનહદ શાંતિ અને તૃપ્તિનો અનુભવ થતો. તેણે આગલી રાતના નાટકની વાત કાઢી. વારવારાએ બીજી છોકરીઓની જેમ મુખ્ય નટ વિષે 'ઓહ !' અને 'આહ !' થી વાત ન કરતાં તેને વિષેનો પોતાનો વિવેકપૂર્ણ અભિપ્રાય વ્યક્ત કર્યો. પછી માઈકેલે સંગીતનું સૂચન કર્યું અને વારવારાએ કશી વિશેષ ચાવળાઈ વિના પિયાના ઉપર હાથ જમાવ્યો. પછી જમવાનો સમય થયો. લેવ્રેટ્સ્કી સંકોચને કારણે ભાગી જવા કરતો હતો. પણ તે છટકી ન શક્યો.

રાતે મોડેથી તે પાછો ફર્યો. ઘેર આવી કપડાં બદલ્યા વિના જ કંઈ કેટલો વખત સુધી એમ ને એમ હાથ વડે આંખો દાબી રાખી કોઈક અદ્દભુત આકર્ષણને વશ થતો હોય તેમ બેસી રહ્યો. એને લાગ્યું કે આજ લગી જીવનમાં જીવવા જેવું શું છે તેની તેને તલભાર પણ ખબર જ ન હતી. અને એનું તવીસતેવીસ વરસનું સ્પાર્ટન—નિશ્ચલ–નિયમ–બદ્ધ જીવન ક્યાંય સરકી જતું જણાયું. એનો સમસ્ત આત્મા એકરસ બની કોઈ એક જ લાગણીમાં એક જ આરતમાં રેડાઈ રહ્યો હતો. અને એ રસ હતો કશુંક પામવાનો, ભોગવવાનો—કોઈક–ના, સ્ત્રીના પ્રણયની મધુરપ પીવાનો.

તે દિવસથી વારવારાને ત્યાંની તેની આવજા વધી ગઈ.

૧૨

છ મહિના વીતી ગયા. લેવ્રેસ્કીએ વારવારાનું હૃદય જીતી લીધું હતું. અને તેમણે લગ્નનો નિર્ણય પણ કરી લીધો હતો. માતપિતા પાસે વાત રજૂ કરવામાં આવી. પિતાએ માઈકેલને એકાંતમાં પૂછી જાણી લીધું કે લેવ્રેટ્સ્કી પાસે કેટલી, શી મિલ્કત હતી. ત્યારબાદ લગ્નની વિનંતીનો સત્કાર કરવામાં આવ્યો. અલબત્ત, લેવ્રેટ્સ્કીને અભ્યાસ છોડી દેવાની સલાહ આપવામાં આવી. છવીસ વરસનો જમીનદારનો દીકરો હજી ભણે એ કેવી વાત! અને નિશાળિયાને તે કંઈ છોકરી અપાતી હશે?

વારવારાના રસો ખૂબ કેળવાયેલા હતા. જરૂરની બધી ચીજો તે ખરીદી લાવી. મુસાફરીમાં શું જોઈશે, ગામડેગામ ગયા પછી શું જોઈશે ને શું ત્યાં નહિ મળે, અહીંથી શી ચીજ ખરીદી જવી જોઈએ, બધું વિચારીને તેણે ખરીદ્યું હતું. લેવ્રેટ્સ્કી વારવારામાં લીન બની જઈ કેવળ સમર્પણનો આનંદ અનુભવી રહ્યો હતો—એક બાળકની જ જેમ! ખરેખર આ જુવાન એક બાળક જેટલો જ નિર્દોષ હતો—જાણે હરક્યુલીસ*નો જ અવતાર! લગ્ન પહેલાં વારવારાએ જે જે કાંઈ વચનો આપ્યાં હતાં એનાથી અનેકગણું વધારે તે આપી રહી હતી. ખરે જ અદ્‌ભુત આ છોકરી હતી.

* ગ્રીક પુરાણકથાનું એક પાત્ર

ગામડે પહોંચતાં જ તેને ઘરની અવ્યવસ્થા જોઈ ખૂબ અસંતોષ થયો. પરન્તુ તેણે કેવળ હસતે મોંએ બધું સ્વીકારી લીધું. જગતના આ નિર્જન ખૂણે લાંબું રહેવાનો ખ્યાલ જ એને ન હતો એટલે તેણે પુનર્વ્યવસ્થા કરવાનું માંડી વાળ્યું. અને તંબુ કે ધર્મશાળામાં જેમ આનંદ સહિત ઊતરીએ એમ તે રહી. જો કે ધીમે ધીમે ગ્લેફીરાનો આખા ઘર ઉપરનો કબજો તેણે હોશિયારી-પૂર્વક ઓછો કર્યો ખરો. પહેલાં તો ગ્લેફીરાએ કંઈ લક્ષમાં ન લીધું પણ એક દિવસ તે લેવ્રટ્સ્કી પાસે આવી ચાવીઓનો ઝૂમખો ફેંકી બોલી, "લો, સંભાળો તમારું ઘર, હું તો થાકી." લેવ્રટ્સ્કી આને માટે તૈયાર જ હતો એટલે તેણે કશી આનાકાની વિના કબૂલ કરી લીધું. ફોઈ આથી તો ભોળી છેડાઈ પડી. અને જતાં જતાં શાપ આપતી હોય એમ બોલી ગઈ: "તેં મને તો ઘરડેઘડપણ માળામાંથી કાઢી છે, પણ તારો તો માળો કદી જિંદગીમાં બંધાવાનો જ નથી. તું રખડી રખડી ન મરે તો મને યાદ કરજે."

નવાઈની વાત તો એ બની કે વારવારાના પિતા અહીંના વહીવટદાર બન્યા. આવા નિરીહ પૈસાદાર જમાઈની મિલકતનો વહીવટ કરવો કોને ન ગમે? એમાં નાનપ હોય તો ય જતી રહે છે.

થોડા જ મહિનામાં વારવારા તેના સ્વામીને લઈ પિટર્સ-બર્ગ ગઈ. ત્યાં આ જુવાન દંપતિએ બે શિયાળા વીતાવ્યા. ઉનાળામાં તેઓ હવા ખાવાને સ્થળે જતાં. આ ટૂંકા નિવાસ દરમિયાન પણ તેમણે સમાજના સૌથી ઉપલા દરજ્જાના કુટુંબો સાથે પરિચય કરી લીધો. તેઓ વારંવાર સંગીતના જલસા તથા મિજબાનીઓ જાતે ગોઠવતાં અને આમંત્રણ અનુસાર જતાં પણ ખરાં. વારવારાએ તો આ ભદ્ર સમાજને, જેમ પ્રકાશ પતંગિયાંને આકર્ષે તેમ, આકર્ષી લીધો હતો.

લેવેરૅત્સ્કીને કેવળ મોજશોખની જિંદગી ગમતી ન હતી. તેમ છતાં પોતાની પત્નીને રીઝવવા ખાતર જ તેણે પિટર્સબર્ગમાં રહેવાનું ચાલુ રાખ્યું. પરંતુ ધીમે ધીમે એણે પોતાનું ચિત્ત અભ્યાસ પાછળ પરોવ્યું. અને પોતાના 'સ્ટડી'—અભ્યાસગૃહને તેણે અત્યંત એકાંત શાંત બનાવવા પ્રયત્ન કર્યો. વારવારાએ તેને, આમાં ઉત્તેજન અને સહકાર પણ આપ્યો. સવાર બપોર એ હંમેશાં 'સ્ટડી'માં જ દેખાતો. સાંજને પહોર સુગંધીદાર રંગબેરંગી દુનિયાનાં પતંગિયાં સાથે બેસતો ઊઠતો. અલબત્ત, તે જોઈ શકતો હતો કે આ મેળાનું મધ્યબિંદુ તો તેની ગૃહસ્વામિની વારવારા જ હતી.

થોડા સમયમાં તેમને એક પુત્રની પ્રાપ્તિ થઈ. પરંતુ બાળક લાંબું જીવી ન શક્યું. વસંતમાં તે ગુજરી ગયું. અને ડૉક્ટરોએ માતાની શારીરિક અવસ્થા તથા માનસિક આઘાતની સ્થિતિ જોઈ હવાફેર કરવાની સલાહ આપી. તે અનુસાર ઉનાળો અને પાનખર તેમણે જર્મની અને સ્વિટ્ઝરલૅન્ડમાં ગાળ્યાં. અને શિયાળામાં, સ્વાભાવિક રીતે સૌ આશા રાખે તેમ, તેઓ પૅરિસ જઈ પહોંચ્યાં.

પૅરિસમાં તો વારવારા ગુલાબની જેમ ખીલી ઊઠી. ઘરથી માંડી પિયાનો સુધીનો, દાસદાસીઓથી માંડી દરવાન સુધીનો ઠાઠ કોઈ રાજરાણીને શોભે તેવો જમાવ્યો. અને જોતજોતામાં તો રશિયન તથા ફ્રેન્ચ ગૃહસ્થોથી તેનું ઘર ઉભરાવા લાગ્યું. આ બધા ભદ્ર સમાજના, છેક છેલ્લી ફૅશનવાળા જણાતા હતા. એમાં ય, અલબત્ત, મોટા ભાગના કુંવારા. દરેકના દાંત ગુલાબી હોઠોની વચ્ચે દાડમના દાણાની જેમ ચમકતા પાસાદાર હોતા અને દરેકની આંખો મધુરું મોહક સ્મિત કરતી હોતી. થોડા જ સમયમાં તો આ સ્થાન ભદ્રતા અને સંસ્કારના અડ્ડા તરીકે આખા પૅરિસમાં પંકાઈ ગયું. આ મંડળીમાં ધીમે ધીમે પત્રકારોનો પણ સમાવેશ થવા માંડ્યો અને જતે દિવસે વારવારાનું નામ દૈનિકથી માંડી

માસિકપત્રોમાં વારંવાર દેખાવા માંડયું—નામ જ શું કામ ? ફોટાઓ સુદ્ધાં. અને દુનિયાભરમાં તેનું નામ સુપ્રસિદ્ધ બની ચૂકયું.

આવી પ્રસિદ્ધિ કોને નહિ ગમતી હોય? લોકો ગમે તે કહે પણ એ આનંદદાયક જ હોય છે.

પણ કીર્તિનો પ્યાલો હજી છલકાવો બાકી હતો. એને નસીબે એ દિવસોમાં સર્વોત્તમ ગણાતી નટી માર્સ રંગભૂમિ છોડી ગઈ હતી અને રાચેલે હજી તેનો કબજો લીધો ન હતો. વચમાં વારવારા-એ પોતાનું કિસ્મત એ દિશામાં અજમાવી જોયું. અને કોઈને કલ્પના ય નહિ હોય એટલી ઝડપે એણે 'અનન્ય,' 'અત્યુત્તમ,' 'અદ્‌ભુત' ની પ્રશંસાઓ જીતી લીધી.

આ બધો સમય લેવ્રેટ્સ્કી, વચમાં કંટાળતો તો વચમાં જરા ઠીક રહેતો, જીવી રહ્યો હતો. એને જીવનની આ ધ્યેય વિહીનતા કોરી રહી હતી. એની અકળામણ વારંવાર એના માથે ચઢી બેસતી. એમ તો તે છાપાં વાંચતો, ભાષણોમાં જતો, કોલેજના કેટલાક વર્ગો પણ ભરતો, ચર્ચા પરિષદોમાં પણ જતો અને હમણાં હમણાં તો તેણે નહેરકામ ઉપર લખાયેલા એક પ્રખ્યાત વૈજ્ઞાનિક ગ્રંથનું ભાષાંતર કરવું પણ શરૂ કર્યું હતું. એને જો કંઈ સંતોષ મળતો હોય તો તે એટલો જ કે "હું મારો સમય નકામો વ્યય નથી કરી રહ્યો." અને તે વિચારતોઃ "પણ હવે આવતે શિયાળે તો રશિયા જવું જ જોઈશે અને રીતસરનું કંઈક કામ શરૂ કરી દેવું જોઈશે."

પણ એને કયાં ખબર હતી કે તે પોતાની પત્નીને રશિયા પાછા જવાનું સમજાવી શકશે કે કેમ ? પણ......ત્યાં તો, બધી યોજનાને ધૂળ ભેગી કરતો એક અણધાર્યો બનાવ બન્યો.

# ૧૩

એક દિવસ લેવેટ્સ્કી વારવારાના ખંડમાં અચાનક જઈ ચઢ્યો. વારવારા ન હતી. પાછા ફરતાં તેની નજર જમીન ઉપર પડેલી એક ગડીવાળેલી ચિઠ્ઠી ઉપર પડી. તેણે તે ઉપાડી લઈ ઉઘાડી તો અંદર ફ્રેન્ચમાં લખેલું હતું—

"મારી પ્રિય પરિસ્તાનની પરી!

મેં તારી ખૂબ જ રાહ જોઈ હતી. હવે તું આવતી કાલે હોઠ વાગે આવજે. તારો 'પંડિતપતિ' તો એ વખતે એનાં થોથાં લઈને જ બેઠો હશે. તે મને શીખવેલું તારા પ્રિય કવિ પુસ્કીનનું પેલું કાવ્ય આપણે ગાઈશું. તારા ચરણો અને હસ્તકમળોને મારા હજાર હજાર ચુંબનો. તારી રાહ જોતો—"

"અર્નેસ્ટ"

પહેલી વાર વાંચતાં લેવેટ્સ્કી આ ચિઠ્ઠીનો અર્થ કંઈ જ ન સમજ્યો. તેણે બીજી વાર વાંચી. અને તેનું માથું ભમવા લાગ્યું, તેના પગ નીચેની ધરતી સરકી જતી હોય એમ એને લાગ્યું અને તેના હોઠમાંથી એવો અર્ધરુંધ્યો સૂર નીકળ્યો કે ન તો એને ચીસ કહેવાય કે ન તો ડૂસકું. તે બિલકુલ મુંઝાઈ ગયો હતો. આજ લગી તેણે તેની પત્ની ઉપર આંધળા બની ભરોસો રાખ્યો

હતો. તે કદી પોતાને દગો દેશે કે છેતરશે, એવી કલ્પના, એવી શકયતાનો વિચાર પણ તેણે ન હતો કર્યો.

તેની પત્નીનો પ્રિયતમ આ અર્નેસ્ટ માત્ર તેવીસ વરસનો બિલકુલ જુવાન છોકરો જ હતો. લેવેટ્સ્કી તેને ઓળખતો હતો. વારવારાના બધા સંબંધોમાં આ જુવાન તેને ઓછામાં ઓછા મહત્ત્વનો લાગ્યો હતો.

લેવેટ્સ્કી સ્તબ્ધ બની ઊભો જ રહ્યો. અર્ધો કલાક એમનો એમ ઊભો જ રહ્યો. એની મૂઠીમાં પેલી ચિઠ્ઠી હતી અને એની નજર જમીન ઉપર હતી. એક કાળો અંધકાર તેની આંખોને ઘેરી વળ્યો. દર્દની પકડમાં તેનું હૃદય જકડાઈ ગયું. તેને લાગ્યું કે જાણે હમણાં ગબડી પડીશ.

એવામાં રેશમી વસ્ત્રના ફડફડાટે તે ઝબકયો. વારવારા એકદમ અંદર દાખલ થઈ. લેવેટ્સ્કીનું આખું શરીર કંપી ઊઠયું ને તે બહાર નીકળી ગયો. એને ભય લાગ્યો કે કદાચ પોતે આ સ્ત્રી ઉપર હુમલો કરી તેનું ગળું ગચરડી નાખશે, તેના ટુકડેટુકડા કરી નાખશે અથવા તો એક ખેડૂતની જેમ છૂંદીને મૂંગો માર માર્યા વિના નહિ રહે. અને એથી જ ઈરાદાપૂર્વક તે બહાર ચાલી નીકળ્યો. વારવારા આશ્ચર્ય પામી તેને અટકાવવા જાય તે પહેલાં તો તે બહાર નીકળી ગયો હતો.

ગાડી કરી તેણે શહેર બહાર હંકાર્યું. આખી રાત માથે હાથ દઈ તે બેસી રહ્યો. કદીક કદીક તે ભયંકર આવેશમાં આવી જતો, તો, વચ્ચે તેને પોતાની જાત ઉપર હસવું ય આવતું. સવાર પડતાં તે એક ગામડે જઈ પહોંચ્યો અને ત્યાં એકાદ હોટેલમાં ઊતર્યો. મુસાફરીનો થાક જેટલો ન હતો લાગ્યો એના

કરતાં અનેક ગણો બીજો થાક એના શરીર ઉપર અસર કરી ચૂકયો હતો. કેટલીકવાર તો એને સમજાતું જ ન હતું કે શું કામ આ અજાણ્યા સ્થળે, આ એકાંત કોટડીમાં થાકી ગયેલો હૈયે આ અરધા મર્યા જેવો તે બેસી રહ્યો હતો—હૃદય ઉપર કોઈક ભારે પથરો ઉપાડીને?

"ઉફ્! એક બાલીશ છોકરા સાથે તે કેવી રીતે પ્રેમમાં પડી શકી હશે? અને એમ હતું તો, શી રીતે તે બિલકુલ પહેલાંના જેટલું જ વહાલ અને લાડ સ્વસ્થતાપૂર્વક મારા પ્રત્યે બતાવતી હશે? મને કશું જ સમજાતું નથી." તે બબડયો. "અને હવે શી રીતે માની શકું કે પિટર્સબર્ગમાં ય——" પણ તે વાકય પૂરું કરી ન શકયો.

વળી પાછો એક તાજો ક્રુગ્નરીનો હલ્લો આવ્યો અને તેનું ચોકઠું હાલી ઊઠયું. ભૂતકાળની ઉજ્જવળ અને ગ્લાનિયુક્ત સ્મૃતિઓ તેને કેવળ કોરી રહી. અને તેને યાદ આવ્યું—થોડા જ દિવસ પહેલાં વારવારા ને અર્નેસ્ટ પિયાનો ઉપર પેલું પુસ્કીનવાળું જ ગીત ગાઈ રહ્યાં હતાં. અને તે આવેશમાં ઊભો થઈ ગયો—કેમ જાણે કહેતો ન હોય કે "મારો બાપ ખેડૂત હતો ને એણે ખેડૂતોને જીવતા લટકાવી દીધા હતા. હું ય ખેડૂત છું......" વળી પાછું તેને થતું કે આ બધું કેવળ એક સ્વપ્નું જ હતું—સ્વપ્નું ય નહિ, કેવળ મૂર્ખ તરંગ! અને તેણે જોરથી તેનું માથું આમતેમ હલાવ્યું. પણ દર્દનું ખંજર તો એથી ઊંડું જ ઊતર્યું. સૌથી વધુ ઊંડું દર્દ તો તેને એ થઈ રહ્યું હતું કે, થોડા જ સમયમાં તે પિતા થવાની અપેક્ષા સેવી રહ્યો હતો; જ્યારે બીજી બાજુ તેના ભૂત, તેનો ભવિષ્ય અને તેની સમસ્ત જિંદગી કેવળ ઝર ઝેર બની ગઈ હતી.

# ૧૪

**વળી** પાછો તે પૅરિસ આવ્યો. પણ ઘેર જવાને બદલે એક હોટેલમાં ઊતર્યો. અને તેણે **અર્નેસ્ટ**ની પેલી ચીઠ્ઠી તથા સાથે એક પત્ર લખીને **વારવારા**ને મોકલી આપ્યો. તેણે લખ્યું હતું—

"આ સાથેની ચીઠ્ઠીથી તું બધું સમજી તો જશે જ. મને કહેવા દે કે તું તારી સામાન્ય હોશિયારી પણ આ વખતે તો ચૂકી ગઈ લાગે છે. તારા જેવી સાવધ સ્ત્રી આવી અગત્યની ચીઠ્ઠી ગમે ત્યાં રઝળતી મૂકી જાય! હું તને ફરી કદી નહિ મળું અને મને આશા છે કે તું ય મને મળવા નહિ જ ઇચ્છતી હોય. હું તને દર વરસે પંદર હજાર રુબલ બાંધી આપું છું. હવે તું તને ગમતું કરી શકે છે, તને ફાવે ત્યાં રહી શકે છે. તારી આબાદી થાય એમ ઇચ્છું છું. તારા જવાબની મને જરૂર નથી."

**લેવ્રેટ્સ્કી**એ લખ્યું તો હતું કે 'તારા જવાબની મને જરૂર નથી' પણ ઊંડે ઊંડે તો તે અપેક્ષા રાખી રહ્યો હતો. અરે! એને માટે એ અત્યંત આતુર પણ હતો—આ ન મનાય એવો કોયડો સમજવા તે ઇચ્છતો હતો. તે જ સાંજે **વારવારા**નો એક લાંબો જવાબ આવ્યો પણ ખરો. એ આખરી ફટકો હતો. **એથી** તો

વારવારા નિર્દોષ હોવા વિષેના એના તમામ સંશયો છિન્ન થઇ ગયા. એને અન્યાય કરવાની બીકે તેણે તેના ઉપર આક્ષેપો મૂકયા ન હતા મૂકતાં સંકોચાયો હતો; પણ હવે તેને તેના એ સંકોચ માટે ભલટી શરમ આવી. વારવારાએ પોતાનો બચાવ કર્યો જ ન હતો. તેણે માત્ર તેને મળવાની જ ઇચ્છા વ્યક્ત કરી હતી. તેણે વિનંતી કરી હતી કે—એવી રીતે તિરસ્કાર કરી ચાલ્યા ન જતા. બાકી તો પત્ર તદ્દન ઠંડો અને ઉમળકા રહિત હતો. લેવ્રેટ્સ્કીએ ગ્લાનિભર્યું સ્મિત કર્યું અને તેણે માણસ સાથે કહેવડાવ્યું કે, જવાબ કંઇ આપવાનો નથી.

ત્રણ દિવસ બાદ તેણે પરિસ છોડયું. પણ તે રશિયા ન જતાં ઇટલી ગયો. ઇટલી જવામાં ખાસ કારણ તો ન હતું, પણ ઘેર ન જાય ત્યાં લગી ગમે ત્યાં ભટકવાનું જ એને નસીબે હતું. તેણે રશિયા પોતાના વકીલને લખી દીધું કે વારવારના પિતા પાસેથી બધો ચાર્જ તરત જ લઇ લે અને વારવારાને દર મહિને નક્કી કરેલી રકમ મોકલ્યા કરે. સાથે સાથે તેણે ગ્લેફીરાને પોતાને ત્યાં આવી વહીવટ સંભાળી લેવા પણ લખી નાખ્યું. પણ ગ્લેફીરાએ ત્યાં જવાનું પસંદ ન કર્યું.

લેવ્રેટ્સ્કી થોડો સમય ઇટલીના એક ગામડામાં પડયો રહ્યો. ઘણા વખત સુધી તે તેની પત્નીના વિચારો ખાળી શકયો નહિ. તેણે છાપાંઓમાંથી જાણ્યું કે તે પેરિસ છોડી બેડન ગઇ હતી. તે ઉપરાંત પણ, થોડા દિવસ પછી તેણે વાંચ્યું કે તેને એક દીકરી અવતરી હતી. પણ પછી તેને વિષે ખૂબ બદનામીભર્યા રિપોર્ટ આવવા લાગ્યા. દિવસે દિવસે વધારે ને વધારે દેખાતા લાગ્યા. અને ત્યાર-બાદ તો એકેએક પત્રમાં ભારે ઉહાપોહ પ્રગટ થઇ—વારવારાએ "વારાંગના" તરીકેનું જીવન શરૂ કર્યું હતું !

# લીઝા

તે દિવસથી લેવેટ્સ્કીએ તેના સમાચાર વાંચવા-જાણવા છોડી દીધા. પરંતુ તેને તેની લાગણીઓ ઉપર સંયમ આણવામાં ઘણો સમય લાગ્યો. વચમાં વચમાં એને એટલી હદે ઉત્તેજના આવતી કે, હજી જો તે એક વાર તેનો લાડભર્યો કંઠ સાંભળે. જો એક વાર તેનો હાથ પોતાના હાથમાં રમાડવા મળે તો બધું પાછલું ભૂલી જાય, તેને માફ કરે, તેને ફરી અપનાવે! પણ સમય કંઈ વૃથા વહેતો નથી. લેવેટ્સ્કી ઝૂરી ઝૂરીને દુઃખી થવા જન્મ્યો ન હતો. તેના તંદુરસ્ત સ્વભાવે પોતાનો અધિકાર જમાવ્યો.

અને હવે ઘણી વસ્તુઓ તેને સમજાવા માંડી. વારવારાને ય હવે જ તે બરાબર સમજી શક્યો. જે ઘા તેના ઉપર આવી પડ્યા હતા તેમાં ય તેને ચેતવણીનો સૂર દેખાયો.

પરંતુ હવે તેનો ધંધાનો ઉત્સાહ ઓસરી ગયો. તેના આજ લગીના શિક્ષણ અને ઉછેરે તેને આ આઘાત પછી જીવન પ્રત્યે કેટલેક અંશે ઉદાસીન બનાવી દીધો. તેના ચિત્ત ઉપર આ ઉદાસીનતાની સ્થાયી પકડ બેસી ગઈ.

આમ ને આમ ચાર વરસ તેણે વીતાવ્યાં. સમયને અંતે થોડી સ્વસ્થતા આવતાં તે પોતાના વતન ભણી વળ્યો. મોસ્કો કે પિટર્સબર્ગ ઊતર્યા વિના જ તે પોતાની જમનબાગ પર પહોંચવા નીકળી ગયો.

મેરિયાને ત્યાંની મુલાકાત એ તેનાં સગાંસંબંધી સાથેની પ્રથમ મુલાકાત.

## ૧૫

**બી**જે દિવસે સવારના પહોરમાં **લે**વ્રેટસ્કી પાછો મેરિયાને ત્યાં આવ્યો. તે જેવો મેડે ચડવા જતો હતો, ત્યાં **લી**ઝા સામે મળી. **લે**વ્રટ્સ્કીએ તેને પૂછ્યું: "ક્યાં ચાલ્યાં ?"

"દેવળે—આજે રવિવાર ખરો ને?"

"એટલે તમે દેવળે જાઓ છો ?"

**લી**ઝા તેના પ્રત્યે આશ્ચર્યભર્યે નયને જોઈ રહી.

"માફ કરજો. મારો તમને દુભવવાનો હેતુ ન હતો. હું તો તમારી સૌની રજા લેવા આવ્યો છું. કલાકેકમાં જ હું મારા ઘર ભણી ઉપડી જનાર છું."

"અહીંથી બહુ દૂર નથી, નહિ?" **લી**ઝાએ પૂછ્યું.

"પંદર સોળ માઈલ હશે."

એ જ વખતે એક દાસી સાથે **લે**નોચ્કા બારણા પાસે આવી પહોંચી

"અમને સૌને ભૂલી ન જતા, હં!" કહી **લી**ઝા નીચે ઊતરી પડી.

"મને ય ભૂલી ન જતાં. અને તમે હેવળો જાવ જ છો તો મારે ય માટે પ્રાર્થના કરશો ને?" લેવ્રેટ્સ્કી બોલ્યો.

લીઝા શિર્મા રહી ને તેની ભણી ફરી બોલીઃ "વારુ, કરીશ" એમ બોલી તેણે લેવ્રેટ્સ્કીના આખા ચહેરા ઉપર નજર નાખી લીધી. અને જતાં જતાં બોલીઃ "ચાલ લિનોચ્કા."

લેવ્રેટ્સ્કી મેરિયા પાસે પહોંચ્યા ત્યારે તે એકલી જ હતી. આખા ખંડમાં કોલનવોટર અને પીપરમીંટની વાસ ફેલાઈ રહી હતી. ખૂબ માથું દુઃખતું હતું અને ગઈ રાતે બિલકુલ ઊંઘ ન હતી આવી, એમ મેરિયાએ કહ્યું.

થોડી વારે તેણે પૂછ્યુંઃ "કહે જોઉં, લાડીમાર બહુ લાયક આદમી નથી?"

"લાડીમાર કોણ?" લેવ્રેટ્સ્કીએ પૂછ્યું.

"કેમ—પેનશાઈન; ઓળખ્યો નહિ? કાલે અહીં હતો તે. તારી સાથે એને તો ખૂબ જ મઝા પડી હતી. તને જ કહું છું—મનમાં જ રાખવાની વાત છે—લીઝા ઉપર એનો અપાર પ્રેમ છે. આમ બહુ સારા કુટુંબનો છે, પૈસે ટકે ય સુખી છે, નોકરી ય ઘણી લાયકની મળી ગઈ છે. ભગવાનની મરજી હોય તો—એક મા તરીકે હું તો રાજી થાઉં. ખરી વાત છે, આ કંઈ જેવી તેવી જવાબદારી નથી. સંતાનના મોટા ભાગના સુખનો આધાર તો માબાપ ઉપર જ છે. આજ લગી તો હું મારા પંડથી બને એટલું બધું કરી છૂટી છું. અને હજી એક શિક્ષિકા માટે બંદોબસ્ત યે કરી રહી છું—"

પછી તો મેરિયાએ દીકરીઓ માટે આજ લગીમાં લીધેલી સંભાળ, પોતે કરેલા ઉછેર, માતાની લાગણી વગેરે ઉપર લાંબું

ભાષણ ચલાવ્યું. **લેવેટ્સ્કી** મૂંગો મૂંગો બધું સાંભળી રહ્યો. પણ એની ઊર્મિહિનતા અને સમભાવરહિતતા જોઈ આખરે આ વાતોડિયણને પણ શાંત પડવું પડ્યું.

"અને **લીઝા** માટે તું શું ધારે છે?" તેણે પૂછ્યું.

"**લીઝા** ખરેખર સરસ છોકરી છે" **લેવટ્સ્કીએ** જવાબ વાળ્યો. અને પછી તે ઊઠ્યો, 'ગુડ બાય' કહી **માર્ફા** પાસે ગયો. **મેરિયા** તેની બાજુ અસંતોષની દૃષ્ટિએ જોઈ રહી અને બબડી: "સાવ રીંછ જેવો જ છે— અણઘડ ખેડૂત જ જોઈ લ્યો! હવે સમજાય છે કે એની વહુ શું કામ ભાગી ગઈ હશે."

**માર્ફા** એના કુટુંબકબીલા સાથે, કહો કે, દરબાર ભરીને બેઠી હતી. એના આ દરબારમાં પાંચ જણનો સમાવેશ થતો હતો; એકેએક જણ એને સરખાં પ્યારાં હતાં. એમાં એક હતો બળદ; પાણી ખેંચવાને તે હવે નાલાયક બની ગયો હતો. અને એની ગરદન સાવ સૂજી ગઈ હતી. બીજી હતી સાવ શાંત અને શરમાળ કૂતરી. તેનું નામ એણે **રોસ્કા** પાડ્યું હતું. ત્રીજી હતી એક બદમિજાજી બિલ્લી—**મેટ્રોસ** નામની. ચોથી હતી **શુરોચ્કા** નામની એક નવ વરસની શ્યામમુખી કન્યા. અને પાંચમી **નસ્ટાસિયા**—પંચાવન વરસની એક વૃદ્ધા.

**શુરોચ્કા** માબાપ વિનાની એક નિરાધાર બાળકી હતી. **માર્ફાએ** એને તથા **રોસ્કાને** દયાથી પ્રેરાઈ ઉછેરી મોટી કરી હતી. બંને તેને રસ્તે જતાં જ લાધ્યાં હતાં એમ કહેવામાં કાંઈ ખોટું નથી. એમ તો **શુરોચ્કાને** તેના કાકાએ જ **માર્ફાના** હાથમાં રાજીખુશીથી સોંપી હતી. કાકા પાસે એ છોકરીને મારવાનાં સાધન તો પૂરાં હતાં પણ માર્યા પછી ખવડાવવા જેટલું ક્યાં હતું, કે પાસે

શાખે ? નસ્ટાસિયાનો ભેટો માર્ફા જાત્રાએ ગઈ ત્યારે ગઈ ગયો હતો. તે એક વિધવા નિઃસંતાન બાઈ હતી. જાત્રામાં પરિચય થયા પછી તેણે પોતે જ માર્ફાથી છૂટા પડવાની ના પાડી હતી. તે જુવાન છોકરાઓ ઉપર ખૂબ પ્યાર કરતી. અને માર્ફા તેની મશ્કરી કરતી ત્યારે તેના મોં પર શરમના શેરડા પણ પડતા. માર્ફાને ત્યાં તે આશ્રિતની જેમ નહિ, પણ સમાનભાવે રહેતી. માર્ફા પોતે જ પોતાને માટે કે બીજાને માટે ગુલામી સહી શકતી ન હતી.

"ઓહ ! લેવ્રેટ્સ્કી કે ? લે આવ, બધાંને ભેટ. આ એક શુરોચ્કા નહિ ભેટવા દે. અને ગિલાડી નહોર ભરી લે તો નવાઈ નહિ. કેમ, બોલ, આજે શિપડે છે કે ?

"હા," એક નીચી ખુરશીમાં બેસતાં તે બોલ્યો: "હમણાં જ મેરિયાને મળી આવ્યો. લીઝાવેટા પણ મળ્યાં."

"લીઝા કહે એને—લીઝાવેટા કહેવાની તારે જરૂર નથી. પણ જરા નિરાંતે બેસ, નહિ તો આ શુરોચ્કાની ખુરશી ભાંગી નાખીશ."

"એ દેવળ જતાં હતાં. એમને એમાં બહુ શ્રદ્ધા લાગે છે!" લેવ્રેટ્સ્કીએ પૂછ્યું.

"હા, ખૂબ જ છે. તારા ને મારા કરતાં ય વધારે."

"એટલે શું તમે એમ કહેવા માગો છો કે તમારી એટલી શ્રદ્ધા નથી ?" નસ્ટાસિયા વચમાં બોલી ઊઠી. "આ પહેલી પ્રાર્થનામાં નથી ગયાં તો હવે પછીનીમાં જશો."

"બિલકુલ નહિ. તારે એકલીએ જવું પડશે. હું તો હવે

ઘરડી થઈ, મા. " **માર્ફા** બોલી. " આ બંને ને હું તો ચા પી પી હજી શરીર બગાડી રહી છું. "

**માર્ફા** **નસ્ટાસિયાને** તું કહી બોલાવતી. **નસ્ટાસિયા** **માર્ફાને** તમે કહેતી—બંને સરખાસરખીનાં હોય તેવી જ રીતે રહેત હોવા છતાં.

" કહું છું, **મેરિયા**........શું નામ?...પેલા...**પેન**શાઈનની વાત કરતાં હતાં—તે કેવોક માણસ છે?" **લેવ્રેટ્સ્કીએ** પૂછ્યું.

" ભગવાન બચાવે એનાથી તો. ભારે વાતોડિયો છે." **માર્ફા** ગાવડી અને મોટેથી બોલી: " મને પૂરી ખાત્રી છે કે **મેરિયાએ** તને એમ કહ્યું હશે કે એણે એને મુરતિયા તરીકે નક્કી કર્યો છે. આમ તો ખાનગી વાત છે એમ કહ્યા કરે છે પણ પેલા પાદરીપુત્ર ( **સર્જિયસ** ) ને ય એણે કહ્યું હશે, એ નક્કી. ગમે તેમ, પણ સારે નસીબે હજી કંઈ નક્કી થયું નથી. પણ એને તો બકી મરવાની ટેવ જ પડી ગઈ છે ને!"

" પણ એમાં " સારે નસીબે " શું કામ કહો છો!" **લેવ્રેટ્સ્કીએ** પૂછ્યું.

" કેમ નહિ? એ ગગાવલો મને તો પસંદ નથી. એનામાં એવું તો છે ય શું, જાણું તો ખરી?"

" તમને એ નથી ગમતો? "

" દરેકને કંઈ ઓછો આંજી શકે છે? આ **નસ્ટાસિયા** એના પ્રેમમાં છે તે ઓછું છે?" **માર્ફા** બોલી.

**નસ્ટાસિયા** **એકદમ છેડાઈ પડી:** " એવું તમે કેવી રીતે બોલી

શંકા છો, માર્ફા ? ભગવાનની ય બીતિ નથી, તમને ?" બોલતાં બોલતાં તેના ચહેરા ઉપર શેરડો પડયો.

"ખરું કહું છું, એ લુચ્ચાને પ્રેમમાં કેમ પાડવો તે તો બરાબર આવડે છે. એણે જ તો નસ્ટાસિયાને છીંકણીની ડબ્બી લાવી આપી છે. જોઈતી હોય તો તું ય માગી લે ચપટી છીંકણી. જો તો ખરો, શી સુંદર છે એ ડબ્બી. એના ઢાંકણ ઉપર ઘોડેસવાર ચીતરેલો છે." અને તેણે નસ્ટાસિયા ભણી જોઈ કહ્યું: "તું બચાવ ન કરે તો સારું, હવે તો."

"ઠીક, પણ લીઝાનું શું ? પેનશાઈન શું એના પ્રત્યે ઉદાસીન છે ?"

"એ તો કોણ જાણે; પણ છોકરીનો તો એના ઉપર પ્રેમ હોય એમ લાગે છે. બીજું તો ભગવાન જાણે. ખરું કહું તો બીજા માનવીનું હૈયું એટલે અંધારું જંગલ, એમાં ય ખાસ કરીને જુવાન છોકરીનું તો. આ શુરોચ્કાની જ વાત લઈએ. એનું પૃથક્કરણ કર—શું કામ તું આવ્યો ત્યારની તે સંતાઈ રહી છે ને બહાર જતી નથી ?"

શુરોચ્કા જોરથી હસી પડી. હસવું ખાળવું એને માટે અશક્ય હતું. અને તે બહાર ભાગી ગઈ. લેવ્રેટ્સ્કી પણ ઊભો થયો.

"ખરી વાત છે—છોકરીના દિલનો તાગ કોઈ નથી કાઢી શકતું." તે ખૂબ ધીમું બોલ્યો.

અને તે જવા કરતો હતો ત્યાં માર્ફાએ પૂછ્યું: "કેમ વહેલાં ફરી જોવા તો પામીશું ને ?"

"કદાચ મળીશું, ફોઈ. હું કંઈ બહુ દૂર તો નથી જતો."

"હા, તું લેવ્રીકી નથી રહેવાનો; વાસિલી જવાનો છે. પણ એ તો તારે પોતે જોવાનું. હું તો એટલું કહું છું કે જઈને તારી મા અને દાદાની કબરને પગે લાગવા જજે. કદાચ એમને કબરમાં સૂતાં સૂતાં ય સુખ થશે. અને ગ્લફીરા માટે ય પ્રાર્થના કર્યા વિના ન રહેતો. લે આ રુમાલ. લે, ચાલ, લઈ લે. મારા વતી ગ્લેફીરા માટે પ્રાર્થના કરતાં આ મૂકજે. એ જીવી ત્યાં લગી તો મારી માયા નથી પામી પણ મારે કહેવું પડશે કે એ ચારિત્ર્યની બહુ જબરી બાઈ હતી. બધી વાતે બહુ કાબેલ હતી. અને તારું તો એણે કંઈ નુકસાન કર્યું નથી. હવે જા, ભગવાન તારું ભલું કરે— નહિ તો હું તને હેરાન કરી નાખીશ." એમ બોલી માર્ફા તેના ભત્રીજાને ભેટી પડી.

"અને કહું છું, લીઝા પેનશાઈનને નહિ પરણે. એને માટે ઊંચો જીવ ના રાખતો. લીઝાના ધણિ થવાની લાયકાત એનામાં નથી."

"હું ક્યાં એને માટે જરાય ઊંચો જીવ રાખું છું તે?" લેવ્રેટ્સ્કીએ જતાં જતાં જવાબ આપ્યો.

# ૧૬

**લેવેન્સ્કી** તેના ઘર ભણી જઈ રહ્યો હતો. ગાડી ઝડપથી દોડી રહી હતી. પખવાડિયાથી વરસાદ ન હતો. ખૂબ આછું ધૂમ્મસ વાતાવરણમાં પથરાઈ રહ્યું હતું. જો કે, દૂરનાં જંગલો ઉપર એનો પ્રભાવ વધારે પ્રબળ જણાતો. આકાશમાં વાદળાં ય આછાં હતાં અને પવનમાં ન તો ભેજ કે ન તો ગરમી હતી.

લેવેન્સ્કીની આંખો કુદરતને નિહાળી રહી હતી ત્યારે તેનું દિમાક ધીમે ધીમે ભૂતકાળ ભણી પહોંચી ગયું હતું. આકાશનાં કાળાં પણ ચંચળ આકારનાં વાદળાંની જેમ વિચારો પણ તેના ચિત્તાકાશમાં અવનવાં રૂપો ધારણ કરી રહ્યા હતા. તેને તેનું બાળ-પણ યાદ આવ્યું. તેની માતાની યાદ આવી. તેના મૃત્યુ સમયે પોતાને કેવી રીતે તેની પાસે લઈ જવામાં આવ્યો હતો અને માતા-એ કેવી રીતે તેનું માથું છાતી સરસું ચાંપ્યું હતું અને પછી ગ્લેશીરા ભણી જોઈ તે કેવી શાંત પડી ગઈ હતી, વગેરેની સ્મૃતિ તાજી થઈ. પછી પિતાની યાદ આવી. અને તેમનો સ્વભાવ, તેમની રહેણી ને તેમના વિચારોથી માંડી અનેક પ્રસંગો યાદ આવી ગયા. પછી વારવારા નજર સામે આવી. અને કેમ જાણે દર્દ થતું હોય

તેવી રીતે તેના ચહેરા ઉપર કરચલીઓ પડી. તેણે માથું હવામાં ઉછાળ્યું. ત્યાંથી ઊડી વિચારોએ લીઝા ઉપર હલ્લો કર્યો—નવ-જીવનની પ્રભાત ત્યાં ઊઘડી રહી છે–ખરેખર એ સુંદર જીવ છે. કોણ જાણે એનું શું થશે! એ સુંદર તાજગીભર્યો ચહેરો, ગંભીર આંખો, અને મક્કમ હોઠ! એની ચાલ કેટલી ધીમી અને શાંત છે! અને અવાજ? શાંત સ્વસ્થ ઊભી રહી કશુંક સાંભળી રહી હોય ત્યારે એની છાતી પણ આકર્ષક લાગે છે. ખરી વાત છે, પેનશાઇન એને લાયક નથી. પણ એનામાં એવી ખોડ યે શી છે? ગમે તેમ હોય-હું શું કામ મારું મગજ એની પાછળ દુખાડું છું? આખી દુનિયા જે માર્ગે ગઈ છે, એ માર્ગે એ ય જશે. મારે બધાંની શી તમા?—એમ વિચારી ઊંઘી જવાના વિચાર કરી લેવ્રેટસ્કીએ આંખો બંધ કરી.

પણ તેને ઊંઘ આવી નહિ. મુસાફરને સ્વાભાવિક એવા દિવાસ્વપ્નમાં તે ડૂબી ગયો. ભૂતકાળનાં—અંગત જીવનનાં નહિ પણ ઇતિહાસનાં ચિત્રો તેની સામે ખડાં થયાં—પહેલાં તો સર રૉબર્ટ પીલ,* પછી ફ્રેન્ચ ક્રાંતિ અને પછી પોતે લશ્કરી અમલદાર થયો હોત તો કેવી નામના મેળવત તેનાં. એવામાં એની આંખ ઊઘડી જઈ સામે વિસ્તરી રહેલા પ્રદેશ ઉપર પડી. 'આહ! મારી પવિત્ર જન્મભોમ પર હું પાછો આવી રહ્યો છું!' એ ખ્યાલે તે ગાડી હાંકનાર ભણી જોઈ ખૂબ જ ધીમેથી બોલ્યો: "હાંકયે જા–હાંકયે જા."

ગાડીએ આંચકા લેવા માંડ્યા. તે બેઠો થઈ ગયો અને જોયું તો તળાવ પાસે એક ગામડું હતું તેને એક છેડે એક મકાન હતું—નાનું પણ સુઘડ. સામે લીલા છોડવાઓથી આચ્છાદિત વિશાળ

* ઈંગ્લેન્ડનો એક મુત્સદ્દી

વનપ્રદેશ પથરાયેલો હતો. આ જ હતું તેનું નૂતન નિવાસસ્થાન. જેવી ગાડી દરવાજા પાસે આવી પહોંચી કે તરત જ એક વૃદ્ધ દોડી આવ્યો અને તેણે દરવાજો ઉઘાડ્યો. ગાડી ઊભી રહેતાં, શેઠને ઊતરવામાં મદદ કરતાં પહેલાં તેણે તેમના હાથ ઉપર ચુંબન કર્યું.

"સલામ, સલામ; તારું જ નામ અન્ટન ને? ઓહ! તું જીવતો છે?" લેવ્રેટ્સ્કીએ મમતાભર્યા કંઠે કહ્યું.

વૃદ્ધે તેને નમન કર્યું અને પછી દોડતા જઈ ચાવીઓ લઈ આવી ઘર ઉઘાડ્યું. અંદર દાખલ થતાં લેવ્રેટ્સ્કી બોલ્યો: "હાશ! આખરે સાચેસાચ ઘેર આવ્યો ખરો."

ખંડ પછી ખંડ ઊઘડવા માંડ્યા ને લાંબા વખતથી તરછોડાયેલા એ ખંડોને સૂર્યકિરણોએ આવરી લીધા.

## ૧૭

**આ** જ ઘરમાં ગ્લેફીરા બે વરસ પહેલાં ગુજરી ગઈ હતી. આમ તો તે જીર્ણ જેવું જણાતું હતું પણ હજી બીજાં પચાસ વરસ કાઢી નાખે એમ હતું. લેવ્રેટ્સ્કી ખંડે ખંડમાં ફર્યો અને બધી પાછલી સ્મૃતિઓ તેણે તાજી કરી. પછી તે એન્ટનને લઈ ઘોડારમાં ગયો. ત્યાં એક વૃદ્ધા માથે રૂમાલ બાંધી ઊભી હતી. તેણે લેવ્રેટ્સ્કીના હાથ ચૂમ્યા અને હુકમની રાહ જોતી બારણા પાસે ઊભી રહી. લેવ્રેટ્સ્કીને તેનું નામ તો યાદ ન આવ્યું પણ તેને જોઈ હતી કે નહિ તેની ય તેને ખાત્રી થઈ નહિ. તે એન્ટનની વહુ હતી અને એનું નામ અપ્રેક્સિયા હતું. તે બહુ જૂની ચાકરડી હતી—જરા મૂઢ અને ઓછાબોલી.

બાજુમાં આ દંપતીનાં બાળકો તથા એક કૂતરો હતો. તે સૌએ—કૂતરાએ ભસીને—લેવ્રેટ્સ્કીને આવકાર આપ્યો. આ કૂતરો ગ્લેફીરાએ ખરીદેલો. દસ વરસથી તેને જાડી મજબૂત સાંકળે બાંધી જ રાખવામાં આવ્યો હતો.

ત્યાંથી લેવ્રેટ્સ્કી બગીચા ભણી વળ્યો. બગીચો જોઈ તે ખુશ થયો. વિવિધ વૃક્ષ–લતાઓથી ખચિત આ બગીચો આરામ અને

આહ્લાદની આગાહી આપી રહ્યો હતો. બગીચાને છેડે એક નાનકડી સ્વચ્છ તળાવડી હતી. એને ફરતી સુંદર લીલોતરીની ઘટા હતી. ગ્લેફીરાની 'કુટિર' હજી એક ભૂમિશાય બની ન હતી. પરંતુ દુનિયાની તમામ વસ્તુઓ જે પ્રગાઢ નિંદરમાં ડૂબી જાય છે તે નિંદરમાં આ કુટિર યે ડૂબી રહી હોય એમ જણાતું હતું.

લેવ્રેટ્સ્કી ગામમાં પણ ગયો. સ્ત્રીઓ તેમની ઝૂંપડીઓનાં બારણાંમાંથી જ હાથ ઉપર ગાલ ટેકવી ઊભા ઊભી જોઈ રહી. પુરુષોએ દૂર ઊભાને જ પ્રણામ કર્યા. બાળકો તેને જોઈ ભાગી છૂટયાં અને કૂતરાઓ ભસી રહ્યાં.

બપોરનો જમવાનો સમય થયો. રસોયા ને બીજા નોકરો લેવીકીથી સરસામાન લઈ આવી પહોંચ્યા ન હતા. આખરે વૃદ્ધ એન્ટને કંઈ પકાવી આપ્યું. લેવ્રેટ્સ્કીએ જિન્દગીમાં કદાચ પહેલી જ વાર એવું ભોજન આરોગ્યું હશે. મોડી બપોરે ચાનો સમય થયો. અને એન્ટને વળી બીડું ઝડપ્યું. એક ચીંથરામાં લપેટેલી ચાની ભૂકી હતી તે કાઢી અને તૂટીફૂટી કીટલી તથા લગભગ ઓગળી જવા આવેલી ઝીણી ખાંડ ભેગી કરી. લેવ્રેટ્સ્કીએ એક મોટા કપમાં ચા પીધી. આ કપને તે તેના છેક બચપણથી આજ લગી ભૂલી શકયો ન હતો. એની ઉપર ગંજીપાનાં પત્તાંનાં ચીતરામણો હતાં. અને મહેમાનને માટે એ ખાસ રાખવામાં આવ્યો હતો. આજે તેણે એક મહેમાન—મુસાફરની જેમ એ જ પ્યાલામાંથી ચહા પીધી.

સાંજના નોકરો આવી પહોંચ્યા. રાતે ફોઇવાળા ખંડમાં સૂવાનું પસંદ ન કરતાં બીજો ઓરડો તેણે પસંદ કર્યો. વરસો સુધી પડેલા ઘરમાં પહેલી રાત ગુજારવાની લાગણી તેણે ય અનુભવવા

માંડી. તેને લાગ્યું કે જાણે ચોતરફનો અંધકાર આ નવા આગંતુક સાથે હજી પોતાનો મેળ ખવડાવી શકતો નથી; જાણે ઘરની દિવાલે-દિવાલ પોતાનું આશ્ચર્ય વ્યક્ત કરી રહી છે! આખરે તેણે એક નિઃશ્વાસો નાખ્યો અને ઊંઘવાની તૈયારી કરી.

સૌ ઊંઘી ગયાં ત્યાં લગી એન્ટન જાગતો રહ્યો. થોડી વાર પછી તે એપ્રિક્સિયાના કાનમાં કંઈક ગણગણી રહ્યો હતો. આ વૃદ્ધ ચાકરોને ક્યાંથી કલ્પના હોય કે તેમનો શેઠ આટઆટલાં શહેરો, નગરો—અરે, લેવીશ્ની જેવું સગવડભરપૂર પોતીકું સ્થાન છોડી અહીંના આ પ્રદેશમાં આવીને રહેશે? શાથી આ બધું છોડી તે અહીં આવી રહ્યો હતો, પેલું બધું શાથી એને અકારું થઈ પડ્યું હતું—કશું આ વૃદ્ધોને સમજાયું નહિ. થોડીવાર ગુસ-પુસ કરી એન્ટન ઊઠ્યો, હાથમાં લાકડી લીધી ને પહેરગીર તરીકેનો ડંકો વગાડી પાછો આવ્યો. અને પછી ખુલ્લામાં, જીર્ણ દેહ અને સફેદ માથાને કશું ઓઢાડ્યા વિના, તે સૂઈ ગયો. મે માસની રાત્રી શાંત અને આમોદદાયી હતી. વૃદ્ધ ઘસઘસાટ ઊંઘી ગયો.

# ૧૮

**બીજી** સવારે લેવેટ્રસ્કી સારી પેઠે વહેલો ઊઠ્યો. ગામમાં જઈ મુખી સાથે વાતો કરી. વાડીમાં જઈ કૂતરાની સાંકળ છોડી નાખી. કૂતરો જરાક ભસ્યો પણ બોડમાંથી બહાર ન નીકળ્યો. લેવેટ્રસ્કી ઘેર પાછો આવ્યો. અને વળી દિવાસ્વપ્નમાં ડૂબ્યો–' ચાલો, જીવન-સાગરને તળિયે શાંતિમાં આવી પડ્યો છું.' આનો આ વિચાર તેને આખો દિવસ જકડી રહ્યો ને આનું આ વાક્ય તેણે વારંવાર બોલ્યા કર્યું. તે બારી પાસે બેઠો બેઠો જીવનસ્રોતના શાંત વહનનો અનુભવ કરી રહ્યો. વચમાં વચમાં ગામના એકાન્તમાંથી આછો ઘેરો અવાજ આવી તેમાં ભળી રહ્યો હતો. તળાવડીની પાળેથી કોઈકનો તીણો નિર્બળ કંઠ સંભળાતો હતો. એમાં કંસારી તમરાં પોતાનો સૂર પુરાવી રહ્યાં હતાં. માથા ઉપરની છત ઉપર માખી-ઓનું ઝુંડ બમણી રહ્યું હતું. એક કાગડો રસ્તા ઉપર બેસી તેના આખરી સૂર અને તેટલો લંબાવી રહ્યો હતો. ગાડું ખટાખટ કરતું પસાર થયું. દરવાજો ખખડ્યો. એન્ટન બે એક વરસની બાળકીને બૂમ મારી કંઈક કહી રહ્યો હતો. સાથે કોઈક સ્ત્રીનો સૂર પુરાયો. અને પછી મૃત્યુસમી શાંત નીરવતા પ્રસરી.

# લીઝા

ક્યાંય કશું હલનચલન ન હતું, ક્યાંય કશો અવાજ ન હતો. પવન પણ પાંદડાને હલાવતો ન હતો. ચકલીઓ જરા ય અવાજ વગર જમીન ઉપર વિહરી રહી હતી. અને તેને અવલોકનારના હૃદય ઉપર એક પ્રકારની વિષાદની છાયા પાથરી રહી હતી. 'જીવનસાગરને તળિયે અપાર શાંતિમાં આવી પડયો છું!'—લેવેટ્સ્કીએ વિચાર્યું—' અહીં તો જીવન સદાસર્વદા આમ સ્થગિત અને શાંત જડ જ હશે. જે કોઈ એના વર્તુળમાં પ્રવેશે એણે એ સ્થિતિને સ્વીકારવી જ રહી. ઊહાપોહ કરવાનો કંઈ અર્થ નથી; પોતે જ પોતાને મુશ્કેલીમાં મૂકવાનું કાંઈ કારણ નથી. જેમ કિસાન એના હળ સાથે ધીરજપૂર્વક આગે કદમ ભરતો ચાલ્યો જાય છે એવી રીતે પોતાનો જીવનપંથ કાપનાર જ અહીં તો સફળતા પામશે. આહ! ચોપાસ કેટલી શક્તિ પથરાયેલી પડી છે! આ કાર્યશૂન્ય શાંતિમાં કંઈ આટલાં જબરજસ્ત માનવદેહો પડેલા છે?'—અને આ વિચારઆગળ ને આગળ વધ્યા. પશુ, પંખી, વૃક્ષ અને વેલીઓની નિત્ય ક્રિયા વિષે તેણે વિચાર્યું. અને વળી બબડયો—'દૂર સુદૂર ખેતરોમાં રાઈ* ઝગમગી રહી છે અને ઓટ* કયારનો ડૂંડાંમાં ઝૂલી રહ્યા છે. એકેએક વૃક્ષ ઉપરનાં પાન, એકેએક રાડા ઉપરનું તણખલું પોતાનો સંપૂર્ણ વિકાસ કરવા પ્રાણપણે મથી રહ્યું છે. જ્યારે મારો સર્વોત્તમ સમય તો એક નારીના પ્રેમમાં વેડફાઈ ગયો!'

લેવેટ્સ્કીએ નિશ્વાસ નાખ્યો અને વળી પાછો તે વમળે ચડયો—'ભલે તો આ રૂક્ષતા પોતે જ મને એનામાં શમાવી લે—એની નીરવતા ભલે. આ બધાંની જેમ કશી, ધાંધલ કે ઉતાવળ વિના મને ય ભલે એ પલોટી નાખે.' અને ફરી પાછો તે કોઈ અપેક્ષા વિના પૂર્વવત્ નીરવતામાં ડૂબ્યો—અલબત્ત, ઊંડે ઊંડે તો તે કશાકની

* એક પ્રકારનું અનાજ

અપેક્ષા કરી જ રહ્યો હતો. શાંત નીલ આકાશમાં સૂર્ય ઝડપથી ઊતરી ગયો. ક્યાં જવું છે ને શું કામ પોતે વિહારી રહ્યાં છે એ બધું જાણતાં હોય તેમ વાદળો શાંતિપૂર્વક આકાશમાં તરી રહ્યાં હતાં.

દુનિયાના બીજા ભાગોમાં એ જ વખતે જીવન ખળભળી રહ્યું હતુ, કોલાહલમાં ઊકળી રહ્યું હતું. એનું એજ જીવન અહીં, જેમ હરિયાળીમાં પાણી ધીમેથી શાંતિપૂર્વક વહી જાય એમ વહી રહ્યું હતું. લેવ્રેટ્સ્કી જીવન જીવન વચ્ચેના આ ભેદોનો વિચાર કેમે કર્યો છોડી દઈ શક્યો નહિ. પણ જેમ વસંતમાં હીમ ઓગળી જાય છે, તેવી જ રીતે ભૂતકાળની તમામ ગ્લાનિ તેના હૃદયમાં ઓગળી ગઈ. પરંતુ સાથેસાથે જ એય એક વિચિત્ર વાત બની કે સ્નેહના જાદુએ તેના ઉપર આજ લગીમાં કદી નહિ જમાવેલી એવી ઊંડી અને પ્રબળ અસર જમાવી દીધી હતી.

# ૧૯

**પખવાડિયામાં** લેવ્રેટ્સ્કીએ આખું ઘર ઠીકઠાક કરી દીધું. ફર્નીચર, વાસણકૂસણ, ઘોડાઓ, ચોપડીઓ, છાપાંઓ ને બીજું શું નહિ?—બધું તેણે વસાવી દીધું. તેના દિવસ એકધારા પસાર થતા હોવા છતાં તેને કદી કંટાળાભરેલા જણાયા નહિ. પોતાની 'એસ્ટેટ'ની બધી વ્યવસ્થા તેણે પોતે ઉપાડી લીધી. ઘોડા ઉપર બેસી તે આજુબાજુને ગામડે જતો અને નવરાશમાં વાંચ્યા કરતો. અલબત્ત, બહુ થોડું વાંચતો. વિશેષ તો, તેને વૃદ્ધ ઍન્ટનની વાતો સાંભળ્યા કરવી બહુ ગમતી.

હુકાની નળી અને ઠંડી ચાનો પ્યાલો પાસે લઈને તે બારી આગળ બેસી રહેતો. અને ઍન્ટન પીઠ પાછળ હાથ નાખી દરવાજા પાસે ઊભો ઊભો જુના જમાનાની—જે જમાનામાં રાઈ કે ઓટ આજની જેમ જોખી તોળીને વેચાતાં ન હતાં પણ ગુણીની ગુણી બેત્રણ રુબલમાં બેઠૂતો આપી દેતા હતા તે દિવસની, જે જમાનામાં, જ્યાં જુઓ ત્યાં, છેક ગામ લગી ગીચ વનપ્રદેશ વિસ્તરેલો હતો તે દિવસની—વાતો આરંભતો. "પણ હવે તો....." માથા ઉપરથી એંશી શિયાળા પસાર થઈ ગયા હતા તેવો ઍન્ટન બોલી રહ્યો હતો: "જ્યાં જુઓ ત્યાં કાપીને બધું સાફ કરી નાખવામાં આવ્યું

છે......ક્યાં ય ફરવાની ય જગા નથી રાખી." ઍન્ટન એની સદ્‌ગત શેઠાણી ગ્લેફીરા વિષે ય ખૂબ વિસ્તારપૂર્વક વાતો કરતો—તે કેવી હોશિયાર અને કરકસરવાળી હતી, કેવી રીતે તેની પડોશના એક ગૃહસ્થે તેને ઘણી મદદ કરી હતી, અને પછી તે વારંવાર આવતો જતો થયો હતો, અને પછી, તેના માનમાં ગ્લેફીરાએ કેવી રીતે તેને ગમતાં જ વસ્ત્રો પહેરવા માંડયાં હતાં; પણ થોડી જ વાર પછી, કેવી રીતે તેણે એ ગૃહસ્થને, તેના અસભ્ય સવાલ માટે ધકેલી કાઢયો હતો, તથા મરતાં મરતાં કેવી રીતે તેણે હુકમ કર્યો હતો કે તેના મૃત્યુ બાદ દરેકે દરેક ચીજ—એકેએક નાનું સરખું ચીંથરું સુદ્ધાં—લેવ્રેટ્સ્કીને આપવામાં આવે, વગેરે.

લેવ્રેટ્સ્કીને આ ઘરમાંથી ખરેખર ગ્લેફીરાએ કહ્યા મુજબ ચીંથરે ચીંથરું હાથ આવ્યું હતું. તેના પિતાના કેટલાક હિસાબી ચોપડાઓ તથા કેટલીક ડાયરીઓ પણ મળ્યાં હતાં. કેટલાંક કેલેન્ડરો, સ્વપ્નગ્રંથો તથા રહસ્યગ્રંથો પણ હાથ લાગ્યાં હતાં. ગ્લેફીરાના ટેબલના એક ખાનામાંથી તેના પિતા તથા માતાના ફોટા પણ હાથ લાગ્યા હતા. અલબત્ત, ગ્લેફીરાનો ફોટો ક્યાંયથી જડયો નહિ. એણે પોતાનો ફોટો પાડવા જ દીધો ન હતો.

ઍન્ટન વળી પાછો લેવ્રેટ્સ્કીના બીજા વડવાની વાતો શરૂ કરતો—વડદાદા ઍન્ડ્રીની તથા દાદા પીટરની. અને વળી પાછો ગ્લેફીરાની જ વાત ઉપર આવી પડતો.

"પણ લોકો એને ડાકણ કહેતા એ શું?" લેવ્રેટ્સ્કી વચમાં વચમાં પૂછી લેતો.

"કોણ કહે છે એવું?" ઍન્ટન અસંતોષની લાગણી વ્યક્ત કરતો પૂછતો.

અને આમ દિવસો વીતતા.

એક દિવસ વૃદ્ધે હિંમત કરી પૂછયું: "પણ અમારાં શેઠાણી ક્યાં છે? આજ કાલ એમનો નિવાસ ક્યાં છે?"

"હું એનાથી જુદો થયો છું. મહેરબાની કરી એ વિષે મને કોઈ પૂછશો નહિ." લેવ્રેટ્સ્કી પ્રયત્નપૂર્વક આટલું બોલ્યો.

'જી' કહી વૃદ્ધ મૂંગો રહ્યો.

ત્રણેક અઠવાડિયા બાદ લેવ્રેટ્સ્કી મેરિયાને ત્યાં ગયો. અને સાંજ ત્યાં જ ગાળી. લેમ એ વખતે ત્યાં જ હતા. લેવ્રેટ્સ્કીને આ વૃદ્ધ સંગીતજ્ઞ ખૂબ જ ગમી ગયા. અલબત્ત, પિતાની હઠને કારણે લેવ્રેટ્સ્કીને પોતાને સંગીત આવડયું ન હતું પણ એને સાંભળવાનો પુષ્કળ શોખ હતો—વિશેષ કરીને ગંભીર 'કલાસિકલ' સંગીત. પેનશાઈન એ દિવસે ત્યાં ન હતો. એને ક્યાંક ગામડે જવું પડયું હતું. લીઝાએ કોઈની સહાય વિના પિયાનો ઉપર ગાયું–બિલકુલ ભૂલ વગર. લેમ પણ ઉત્સાહિત અને ચેતનશીલ બન્યા. તેમણે પણ પિયાનો વગાડયો. મેરિયા થોડી વાર ઊભી ઊભી સાંભળી રહી અને પછી હસીને સૂવા ચાલી ગઈ. એના કહેવા મુજબ બિથોવનનાં ગીતો સાંભળતાં તે એટલી બધી ઉત્તેજનામાં આવી જતી કે ન પૂછો વાત.

મધરાતે લેવ્રેટ્સ્કી લેમને ઘેર ગયો અને સવારના ત્રણ સુધી ત્યાં જ રહ્યો. લેમે એની સાથે ઘણી વાતો કરી. આજે ઘણે વરસે તેમને આત્મીયતા અનુભવવા મળી હતી. લેવ્રેટ્સ્કીનો પણ આ વૃદ્ધમાં અત્યંત રસ જાગ્રત થયો હતો. તે ખૂબ જ સાવચેતી અને ધ્યાનપૂર્વક વચમાં વચમાં કાંઈક પૂછતો. લેવ્રેટ્સ્કીના આ સ્વભાવે વૃદ્ધનું હૃદય જીતી લીધું. તેમણે તેમના મહેમાનને સંગીત ગાઈ–બજાવી રીઝવ્યો. લેવ્રેટ્સ્કી મુગ્ધની જેમ સાંભળી રહ્યો અને કેટલુંક

તો તેણે ફરી ફરી ગવડાવ્યું. જતાં જતાં તેણે પોતાને ત્યાં આવી થોડાક દિવસ ગાળવાનું લેમને આમંત્રણ પણ આપ્યું. લેમે તેનો હાથ પોતાના હાથમાં લઈ ઉમળકાપૂર્વક દબાવ્યો અને બારણા સુધી વળાવી પાછા ફર્યા. પરંતુ ઊગતી ઉષાની તાજી ઠંડી હવાનો સ્પર્શ અનુભવતાં જ અને પોતે એકલા હોવાનું ભાન આવતાં તેઓ શરમાઈ ગયા. તેમણે અર્ધ નિમિલિત નયને ચારે બાજુ નજર કરી લીધી અને ગુનાહિતની જેમ પોતાની સખત પથારીમાં જઈને પડ્યા. " કોણ જાણે આજે હું કેવા મનોભાવમાં હતો ! " તે બબડ્યા અને સૂઈ ગયા.

થોડા દિવસ બાદ લેવ્રેટ્સ્કીની ગાડી આવી ત્યારે લેમે માંદા હોવાનો ડોળ કરી જોયો, પણ વૃથા. આખરે બંને જણા મેરિયાને ત્યાં સાથે ગયા. અને સાંજ ત્યાંજ ગાળી. પણ આગલી વખતના જેવી નહિ. આ વખતે પેનશાઈન ત્યાં હતો. તેણે તેની મુસાફરીની વાતો માંડી હતી. અને ગામડિયા લોકોના ચાળા પાડી પાડી તે બધું વર્ણન કરી રહ્યો હતો. લેવ્રેટ્સ્કી વચમાં વચમાં હસતો, પણ લેમ તો તેમના ખૂણામાંથી બહાર ન જ ડોકાયા. તેઓ મૂંગા જ રહ્યા. અરે, છેક વિદાય લેવા ઊભા થયા ત્યાં લગી તે એવા ને એવા નિરુત્સાહી રહ્યા. ગાડીમાં બેઠા ત્યારે ય આ વૃદ્ધ જાણે અતડા હોય એમ પોતાના જ તરંગોમાં ડૂબેલા બેસી રહ્યા. પરંતુ શાંત ઉષ્ણ હવા, મંદ વાયુ, આછા પડછાયા, રંગબેરંગી છોડ અને તૃણની વિવિધ સૌરભ, ચંદ્રવિહિન તારકવૃંદથી આચ્છાદિત નભનો પ્રકાશ, ઘોડાઓના તાલબદ્ધ ડાબલાના અને નસ્કોરાંના અવાજ, વસંતની અને રાત્રીની મિશ્રિત આકર્ષકતા—રંક જર્મનના આત્મામાં આ તમામ પ્રવેશી રહ્યાં હતાં. થોડીવારે તેમણે પોતે જ પોતાની મેળે લેવ્રેટ્સ્કી સાથે વાર્તાલાપ શરૂ કર્યો.

## ૨૦

તેમે પહેલાં સંગીતની વાત કરી, પછી લીઝા વિષે અને વળી પાછા તેઓ સંગીત ઉપર આવી રહ્યા. લીઝા વિષે બોલતાં ખૂબ જ સાવધાનીપૂર્વક અને અત્યંત ધીમે કોમળ સ્વરે બોલતા. લેવ્રેટ્સ્કીએ તેમના કાવ્યલેખનની વાત કાઢી અને ગમ્મતમાં ને ગમ્મતમાં પોતાને માટે એક કાવ્ય લખી નાખવા સૂચવ્યું.

"ઓહ! કાવ્ય? એ તો મારી શક્તિ બહારની વાત થઈ. એટલી કલ્પનાનાં ઉડ્ડયન, એટલી ઊર્મિલતા મારામાં હવે રહી જ ક્યાં છે? મારી બધી શક્તિ મને તરછોડી ગઈ હોય એમ લાગે છે. અલબત્ત, એવી ઊંચી પ્રતિભાનું કાવ્ય તો નહિ પણ એકાદ સામાન્ય કંઈક ગીત લખાશ ખરો." એટલું બોલી તેઓ આકાશ પ્રતિ દૃષ્ટિ રાખી મૂંગા રહ્યા. અને થોડી વારે બોલ્યાઃ

"કદાચ આવું જ કંઈક—

"ઓ તારક ઓ! નભ તારક ઓ!

અતિ શુભ્ર વિશુદ્ધ સુતારક ઓ!"

લેવ્રેટ્સ્કી તેમની ભણી ફર્યો અને વધારે ધ્યાનપૂર્વક તેમને જોતો સાંભળી રહ્યો.

"ઓ તારક ઓ !................."

"અને પછી માત્ર નિર્દોષ જ તને સમજી શકે છે—એટલે કે-ચાહે છે, એવી જ કંઈક ઉન્નત વસ્તુનો વિચાર કર્યા કરું છું......" એમ બોલી તેમણે કપાળ ઉપરથી હેટ જરા પાછી ખસેડી. સ્વચ્છ રાત્રીના તારકપ્રકાશમાં તેમનો ચહેરો વધારે ભીંજેલો અને જુવાન જણાયો.

"અને તમે તો જાણો છો..." તેમણે વધુ ધીમે અવાજે બોલતાં ગીતનો ભાવ કહેવા માંડયો: "તમે જાણો છો...પ્રેમી તો પ્રેમ કેમ કરવો તે ય જાણે છે. જો તમે જાતે પવિત્ર હશો તો તમે આશ્વાસન લઈ શકશો—ના; મારે આટલું બધું કહેવાનું નથી. પણ ઉફ્ ! હું કયાં કવિ છું ? પણ આ કહ્યું ને એવું જ કંઈક."

"હું ય કવિ નથી......મને ય એનું દુઃખ છે." લેવેટ્સ્કી બોલ્યો.

"ખાલી ખ્વાબ !" ગાડીના ખૂણામાં માથું નાખી દેતાં લેમ બોલ્યા. અને પછી, જાણે ઊંઘી જવાનો નિર્ણય કર્યો હોય એમ આંખો બંધ કરી પડયા રહ્યા.

થોડીક મિનિટ પસાર થઈ ગઈ. વૃદ્ધ ગણગણી રહ્યા હતા. લેવેટ્સ્કી તેમને સાંભળી રહ્યો હતો—

"ઓ તારક !..........."

એનો છેલ્લો શબ્દ 'પ્રેમ' લેવેટ્સ્કીએ પકડી લીધો અને તેણે તેનો પુનર્ પુનર્ ઉચ્ચાર કર્યો. અને વળી પાછો તે દિવાસ્વપ્નમાં

ડૂબ્યો. તેનું હૈયું અંદરોઅંદર ભારથી લદાયેલું લાગ્યું. વળી પાછી સંગીત વિષે અને પ્રેમ વિષે થોડી વાતો કરી લઈ તે રસ્તા ભણી જોઈ જ રહ્યો.

તારાઓ પાંડુરતા ધારણ કરવા લાગ્યા હતા અને આકાશ ઝાંખું પડતું જતું હતું, એવે સમયે ગાડી ઘરને ઝાંપે આવી ઊભી. લેવ્રેટ્સ્કી મહેમાનને એક ખંડ આપી પોતે પોતાના અભ્યાસખંડમાં જઈ બારી આગળ બેઠો. બગીચાની અંદર કોકિલા પ્રભાત પૂર્વેનું તેનું શેષ સંગીત ગાઈ રહી હતી. કોકિલાના પ્રથમ સરોદે લીઝાએ અંધારપટ ભણી ડોક ફેરવતાં તેનાં ચક્ષુઓનું શાંત હલન લેવ્રેટ્સ્કીએ જોયું હતું, તેનું તેને સ્મરણ થયું. તે તેના જ વિચારમાં ડૂબી ગયો અને તેના હૃદયે તેમાંથી શાંતિનો અનુભવ કર્યો.

"પવિત્ર કુમારિકા......પવિત્ર તારકો......" તે બબડયો અને નિંદરને શરણે ઢળ્યો.

પણ લેમ પોતાની પથારી ઉપર ખોળામાં એક નવું રચાતું કાવ્ય લઈ બેઠા હતા. કેમ જાણે, કોઈક વણજન્મી મધુર કવિતા હજી અવતાર ધારણ કરવાની હતી. તેઓ કયારના ઉગ્ર ઉત્તેજના ભોગવી રહ્યા હતા; કવિતાના આગમન પૂર્વેનો એ થાક અને આનંદ હતો. અંતે–થોડીવારે, તેમના હૃદયમાં ઉજ્જવળતા પસરી.

"નથી કવિ, ન સંગીતજ્ઞ હું!" તેઓ બબડયા અને તેમનું ભારે થયેલું માથું આખરે ઉશિકામાં ઢળી પડયું.

બીજી સવારે લેવ્રેટ્સ્કી અને તેના મહેમાને પુરાણા લીંબુના વૃક્ષ નીચે બેસી બગીચામાં ચા લીધી.

"પણ થોડા જ વખતમાં તમારે આનંદગીત તો લખવું પડવાનું છે," લેવેટ્સ્કીએ વાતવાતમાં કહ્યું.

"શા પ્રસંગે?"

"વાહ! પેનશાઇન અને લીઝાના લગ્ન પ્રસંગે જ તો."

"ના–રે, ના; હું નથી ધારતો એવું કંઈ," લેમ બોલ્યા.

"શાથી જે?"

"કેમકે એ બિલકુલ અશક્ય છે." અને જરા અટકી બોલ્યાઃ "કંઈ કહેવાય નહિ......આ સૃષ્ટિમાં કશું અશક્ય નથી. ખાસ કરીને તમારા આ દેશમાં—રશિયામાં."

"રશિયાની વાત છોડો હમણાં. પણ કહું છું તમને એમાં વાંધાભર્યું શું જણાય છે?"

"બધું જ વાંધાભર્યું છે—એકેએક ચીજ. લીઝાવેટા એક ગંભીર સાચા હૃદયની ઉન્નત ભાવનાશીલ કન્યા છે. અને પેલો ......એ છે...એક જ શબ્દમાં કહું તો 'છેલબટાઉ'"

"ગમે તેમ પણ, લીઝા એને ચાહતી નથી શું?"

લેમ બાંકડા ઉપરથી ઊભા થયા.

"ના, એ એને નથી ચાહતી. એટલે કે, એ અતિ પવિત્ર દિલની છે, અને 'પ્રેમ'નો અર્થ જ હજી એ નથી સમજતી. મેડમ મેરિયા કહેછે કે પેનશાઈન ઉત્તમ પુરુષ છે અને લીઝા એ સ્વીકારી લે છે,

કેમકે તે હજી બાળક છે—અલબત્ત ઓગણીસ વરસ થયા છતાં. રોજ સવારે પ્રાર્થના કરે છે, રોજ સાંજેય. એનામાં એ તો ગજબ છે. ના—ના--પેનશાઈનને ચાહતી તો નથી જ. એનું હૃદય કેવળ ઉમદા ઉન્નત વસ્તુને જ ચાહી શકે. પેલો બિલકુલ જ ઉન્નત નથી. એનું હૃદય જરાય ઉમદા નથી."

લેમ આટલાં વાક્યો અત્યંત ઝડપે ઉત્સાહપૂર્વક આમ તેમ આંટા મારતા બોલી ગયા. એમની આંખો એ બધો સમય જમીન ઉપર સ્થિર હતી.

"ઓહ! મોન્શર!" લેવ્રેટ્સ્કી અધિક આનંદમાં આવી બોલી ઊઠ્યો: "મોન્શર, મને લાગે છે તમે જ લીઝાના પ્રેમમાં છો."

લેમ આંટા મારતા ઊભા રહી ગયા.

"કૃપા કરી મારી એવી મશ્કરી ન કરો. હજી મારી બુદ્ધિ ઠેકાણે છે. અંધારઘેરી કબર પ્રતિ મારી નજર છે, ગુલગુલાબી ભાવિ પ્રતિ નહિ." ખચકાતે અવાજે લેમ બોલ્યા.

લેવ્રેટ્સ્કીને આથી દુ:ખ થયું. તેણે માફી યાચી. નાસ્તો કરી લેમે થોડુંક ગાયું અને પછી લેવ્રેટ્સ્કીના બહુ દબાણને વશ થઈ લીઝા વિષે જ વાતો કરવા માંડી. લેવ્રેટ્સ્કી અતિશય રસ અને આતુરતાપૂર્વક સાંભળી રહ્યો.

"તમે શું કહો છો, મોન્શર—" આખરે તે બોલ્યો: "બધું અહીં ઠીક ગોઠવાઈ ગયું છે અને બગીચો ય હવે સારો ખીલ્યો છે. હવે એને એકાદ દિવસ, એની માતા અને ફોઈ સાથે આવી જવા નિમંત્રું તો શું ખોટું? કેમ, તમને કેમ લાગે છે?"

લેમે માથું ઝુકાવી રાખ્યું.

"ભલે, બોલાવ." તેમણે ભાગ્યે જ સંભળાય એવા કંઠે કહ્યું.

"પણ પેનશાર્કિનને કહેવાની જરૂર નથી, ખરું ને?"

"હા—જરૂર નથી" લગભગ બાળક જેવું સ્મિત કરતાં વૃદ્ધે જવાબ આપ્યો.

બે દિવસ બાદ લેવેટ્સ્કી મેરિયાને ત્યાં ગયા.

## ૨૧

**ઘેર** સૌ હતાં ખરાં પણ **લેવ્રેટ્સ્કી**એ એની યોજના સૌની સમક્ષ ખુલ્લી ન કરી. એના મનમાં હતું કે પહેલાં **લીઝા**ને કહીશ. નસીબ સવળું હતું તે એકાંતમાં વાત કરવાની તક યે મળી ગઈ. સામાન્ય રીતે **લીઝા** કોઈની સાથે વાત કરતાં શરમાતી ન હતી. અને તે **લેવ્રેટ્સ્કી** સાથે પણ એટલી તો ટેવાઈ ગઈ હતી. તેણે જે કંઈ કહ્યું તે **લેવ્રેટ્સ્કી** સાંભળી રહ્યો. તેની સામે દૃષ્ટિ કરતાં જ તેને **લે**મે કહેલું સાચું લાગ્યું અને તે તેમના જ શબ્દો મનમાં રટી રહ્યો. કેટલીકવાર એવું ય બને છે કે બે મિત્રો એક બીજાથી પરિચિત હોય પરંતુ બહુ ગાઢ સંપર્કમાં ન આવ્યા હોય; પણ પછી થોડી જ ક્ષણમાં એકદમ નિકટનાં બની જાય છે. અને એ નિકટતાનું ભાન તેમની દષ્ટોદષ્ટમાં, તેમના મૃદુ સ્મિતમાં અને તેમના પ્રત્યેક હાવભાવમાં સુદ્ધાં સત્ત્વર વ્યક્ત થઈ જાય છે.

**લીઝા** અને **લેવ્રેટ્સ્કી** વચ્ચે આવું જ બનવા પામ્યું. 'ઓહ! હવે તમને ઓળખ્યા,' **લીઝા**ના મનમાં જે ક્ષણે આ શબ્દો અવ્યક્ત રીતે પસાર થતા હતા તે જ ક્ષણે **લેવ્રેટ્સ્કી**ના મનમાં પણ 'ઓહ! હવે તને બરાબર ઓળખી'—શબ્દો પસાર થઈ રહ્યા હતા. અને એથી જ્યારે **લીઝા**એ એમ કહ્યું કે, "હું તમારી સાથે ઘણા વખ-

તથી વાત કરવા ઇચ્છતી હતી પરંતુ એમને તમને માઠું લાગે એ ભયે કહેતી ન હતી"—ત્યારે લેવ્રેટ્સ્કીને જરાય આશ્ચર્ય થયું નહિ.

"બોલો, બોલો, ગભરાયા વિના બોલી નાખો." લીઝાની બરાબર સામે ઊભી તેના મોં ભણી તાકી રહી તે બોલ્યો.

લીઝાએ પોતાની આંખો લેવ્રેટ્સ્કીની આંખો સુધી ઊંચી કરી. "તમે ઘણા ભલા છો" તેણે બોલવું શરૂ કર્યું—અને એ જ ક્ષણે તે વિચારી પણ રહી કે–ખરેખર તે ભલો હતો. વળી તે બોલી: "આશા છે કે મને માફ કરશો. મારે એવું પૂછવાની ધૃષ્ટતા ન જ કરવી જોઈએ—પણ—શી રીતે......શા માટે તમે તમારાં પત્નીથી છૂટા પડયા, કૃપા કરી કહેશો?"

લેવ્રેટ્સ્કીનું આખું અંગ કંપી ઊઠયું. પછી લીઝા ભણી જોઈ તે તેની પાસે બેસી પડયો.

"ઓહ બાળક! એ ઘાને કૃપા કરી ઉખેળીશ નહિ. તારો સ્પર્શ ગમે તેટલો મૃદુ હશે—પણ તેમ છતાં મને વેદના થયા વિના નહિ રહે."

"મને ખબર છે;" લીઝા જાણે તેને સાંભળ્યો જ ન હોય, એમ બોલી: "એ ગુનેગાર હતી. અલબત્ત, હું એનો બચાવ કરવા નથી ઇચ્છતી પણ મન પૂછયા જ કરે છે: જેને ભગવાને જોડયાં એ બે શી રીતે જુદાં પડી જ શકે?"

"એ બાબતમાં આપણાં મંતવ્યો જુદાં છે." લેવ્રેટ્સ્કીએ ખૂબ સ્વસ્થતાપૂર્વક કહ્યું: "આપણે એક બીજાને સમજી નહિ શકીએ."

# લીઝા

લીઝાનો ચહેરો ફિક્કો પડી ગયો. તેના આખા દેહમાં એક ઝીણી કંપારી વ્યાપી ગઈ. પણ તે મૂંગી ન રહી. "તમારે એને ક્ષમા આપવી જોઈતી હતી, જો તમે કદી પણ ક્ષમાપાત્ર થવા પ્રચ્છતા હો તો."

"ક્ષમા!" લેવ્રેટ્સ્કી મોટેથી બોલી પડ્યો. "તમે કોનો બચાવ કરો છો, એ સૌથી પહેલાં તમારે જાણવું જોઈતું હતું. એ સ્ત્રીને ક્ષમા? એને મારે ઘેર પાછી લાવું?—એને—એ હૃદયહીન પોકળ પ્રાણીને? અને એ ય કોણે તમને કહ્યું કે એ પાછી આવવા માગે છે? અરે, એ તો એની અત્યારની સ્થિતિમાં પૂર્ણ સંતોષમાં છે. પણ આપણે એની વાત જ શું કામ કરવી જોઈએ? તમારે એનું નામ કદી ન લેવું જોઈએ. તમે અત્યંત પવિત્ર છો, એવા પ્રાણીને સમજવાનું ય તમારે માટે શક્ય નથી."

"આટલા બધા કરડાકીથી શું કામ બોલો છો?" લીઝાએ પ્રયત્નપૂર્વક પૂછ્યું. એના હાથની ધ્રુજારી આંખે દેખાય એવી હતી. "તમે પોતે તો એને છોડી દીધી છે."

"પણ કહું છું ને, તમે એ પ્રાણીને નથી ઓળખતાં!" અનિચ્છા છતાં આવેશમાં આવી જઈ લેવ્રેટ્સ્કીએ જવાબ આપ્યો.

"તો પછી તેને પરણ્યા શું કામ?" લીઝા આંખો નીચી ઢાળી બિલકુલ ધીમેથી પૂછી રહી.

લેવ્રેટ્સ્કી ખુરસીમાંથી એકદમ ઊભો થઈ ગયો. "હું શું કામ એને પરણ્યો? હા—ત્યારે, હું જુવાન અને બીનઅનુભવી હતો. હું કેવળ ખેંચાઈ ચૂક્યો હતો. એના બાહ્ય સૌંદર્યે મને મુગ્ધ કર્યો હતો. સ્ત્રીજાતને એ વખતે હું ઓળખતો ન હતો—અરે, કશું

જ એ દિવસોમાં હું ન હતો સમજતો. ભગવાન કરે ને તમારું લગ્ન વધુ સુખી નીવડો. પણ મારા આ શબ્દો કદી ન ભૂલતાં કે કોઈપણ વસ્તુ વિષેની સો ટકા નિશ્ચિતતા અશકય છે."

"કદાચ હું ય અસુખી નીવડું;" લીઝાનો કંઠ ધ્રૂજી રહ્યો હતો. "પણ એમ થાય તો હું જીવનથી સાવ વિમુખ બનું—હું બરાબર સમજાવી શકતી નથી, પણ મારે કહેવાનું એ છે કે, જો એવે પ્રસંગે આપણે ઉદાસીનતા નથી ધારણ કરતાં તો——"

લેવ્રેટ્સ્કીએ હાથ ભીડયા અને પગ પછાડવા માંડયા.

"ગુસ્સે ન થાવ, માફ કરો." લીઝા ઉતાવળે બોલી. એ જ ક્ષણે મેરિયા ત્યાં આવી પહોંચી. લીઝા ઊભી થઈ ગઈ અને જવા કરતી હતી, ત્યાં લેવ્રેટ્સ્કીએ એને ઉદ્દેશી કહ્યું:

"રહો જરા. તમારાં માતા અને તમારી પાસે એક કૃપા મારે યાચવાની છે—મારે નવે ઘેર તમે પધારશો? મેં પિયાનો પણ વસાવ્યો છે, અને લેમ મારે ત્યાં જ રહે છે. કમળો તો ભરપૂર ખીલ્યાં હશે. ગામડાંની ખુલ્લી હવા ય મળશે. સાંજે પાછાં પણ ફરી શકશો. સંમતિ માની લઉં ને?"

લીઝાએ તેની માતા પ્રત્યે જોયું. તેનું મોં જગ કટાણું થતું જોઈ લેવ્રેટ્સ્કીએ, તે કંઈ બોલે એ પહેલાં જ તેનો હાથ લઈ ચૂમ્યો. વાતા પવનની સાથે વહેનારી મેરિયા, જેણે આ રીંછને આટલી સભ્યતા આવડતી હશે એવું માન્યું જ ન હતું, તે આ વર્તનથી એકદમ પીગળી ગઈ અને સંમતિ આપી ચૂકી. કયે દિવસે જવું એનો વિચાર ચાલતો હતો તે વખતે લેવ્રેટ્સ્કી લીઝા પાસે ગયો અને લાગણીની અસરમાંથી મુક્ત થયા વિના જ બોલ્યો: "આભાર. તમે ખરેખર સારાં છો. મારી ભૂલ હતી."

લીઝાના ફિક્કા ચહેરા ઉપર રંગ પસર્યો અને એક શાંત, આનંદી સ્મિત એમાંથી નિર્ઝર્યું. એની આંખો પણ સ્મિતભર બની. એને બીક હતી કે રખેને એણે લેવ્રેટ્સ્કીને ખોટું લગાડ્યું હોય; એની એ બીક નિર્મૂળ થતાં તે હળવી બની.

"પેનશાઈન પણ અમારી સાથે આવી શકે, ખરું ને?" મેરિયાએ પૂછ્યું.

"અલબત્ત." લેવ્રેટ્સ્કીએ જવાબ આપ્યો. "પણ આપણે આપણા કુટુંબ પૂરતું જ રાખીએ તો સારું નહિ?"

"પણ મને લાગે છે કે—" મેરિયા બોલવા જતી હતી. પણ તેણે પતાવ્યું: "ભલે, ભલે. તને રુચે એમ રાખ."

માર્ફાએ પોતે જવાની ના પાડી:

"ઘરડેઘડપણ આ હાડકાંને હલાવવાનું મારાથી તો બને એવું નથી. અને તારે ત્યાં રાત રહેવાય એવું ય નથી. મારાથી અજાણી પથારીમાં સુવાતું જ નથી ને? આ છોકરાંને ફાવે એમ કરવા દો." એમ કહી તેણે શુરોચ્કા તથા લેનોચ્કા ભણી નજર ફેંકી.

લેવ્રેટ્સ્કીને ત્યાર પછી લીઝા સાથે એકાંતે વાત કરવાની તક મળી નહિ. પણ તે તેની ભણી એવી રીતે જોતો કે લીઝાને તે ગમતું હોય એમ લાગતું. અલબત્ત, સાથે સાથે તે મુંઝાતી પણ હશે જ. લીઝાને લેવ્રેટ્સ્કી માટે ઘણું દુઃખ થતું. વિદાય લેતાં લેવ્રેટ્સ્કીએ લીઝાનો હાથ જરા ઉમળાપૂર્વક જોરથી દબાવ્યો.

લીઝા એકલી પડતાં વિચારસાગરમાં ડૂબી ગઈ.

## ૨૨

**ઘેર** પાછા આવતા તેણે તેના દિવાનખાનામાં એક ઊંચો, પાતળો અને કરચલી પડેલા મોઢાવાળો જુવાન જોયો. એનું નાક સીધું અને ટૂંકું હતું એની આંખોમાં ચમકાર હતો. દાઢી પર થોભિયા ઉગાડેલા હતા. પહેરવેશ મેલો કહી શકાય તેવો હતો. લેવ્રેટ્સ્કી પહેલાં તો તેને ઓળખી ન શક્યો પણ પછી યાદ આવતાં તેને એકદમ ભેટી પડયો.

એ હતો લેવ્રેટ્સ્કીનો કૉલેજનો સાથી માઇકેલ. કૉલેજના દિવસો પછી તેઓ કદી મળ્યા ન હતા. આજે ઘણે લાંબે વખતે મળતાં બંનેના આનંદનો પાર ન હતો. કૉલેજ છોડી ત્યારથી આજ લગીની પોતાની આપવીતી માઇકેલ કહી ગયો. અલબત્ત, કોઈ મહા પરાક્રમોની એ ગાથા ન હતી છતાં એના જીવનની અથડામણો ઓછી ય ન હતી. હમણાં તે એક દારૂના વેપારીને ત્યાં નોકરીએ રહ્યો હતો. પહેલાંની જેમ જ તે હજી ઘોઘરા અવાજે, આંચકા આપતો બોલતો હતો. પહેલાંના જેટલો જ ઉત્સાહ અને ઘોંઘાટિયો હજી રહ્યો હતો. લેવ્રેટ્સ્કી પરદેશથી પાછો ફર્યો છે એવા સમાચાર સાંભળતાં તે તેને કામે મુસાફરી ઉપર હતો ત્યાંથી મળવા માટે અહીં આવ્યો હતો.

## લીઝા

લેવેટ્સ્કીએ બધી વાત સાંભળી લીધી. પછી તેણે પોતાની કથની શરૂ કરતાં જ માઈકેલ તેને અટકાવી જલદી જલદી બોલી ઊઠયો : "મેં બધું સાંભળ્યું છે, ભાઈ. હું બધું જાણું છે એવી તો કલ્પના ય કોણે કરી હશે !" અને પછી સામાન્ય રસના વિષયો એણે કાઢયા.

થોડી વારે તે બોલ્યો, "લેવેટ્સ્કી ! અત્યારે તારા શા વિચારો છે, કેટલા બદલાયા છે, તારા આદર્શોમાં કંઈ ફેર પડયો છે કે નહિ—તારું આખું જીવન મારે જાણવું સમજવું છે. મારા પૂરતું કહું તો—હું બહુ બદલાઈ ગયો છું. જીવનનાં જલ ઘણાં ઘણાં પસાર થઈ ગયાં છે પણ તેમ છતાં તાત્ત્વિક દૃષ્ટિએ જોતાં મુખ્ય અંતરંગ બાબતોમાં હું એનો એ છું. સત્ય અને શિવમાં મારી શ્રધ્ધા પહેલાં જેટલી જ છે. અને હું એમાં માત્ર માનું છું એમ નથી, પણ અનુભવું ય છું—બરાબર અનુભવ કરું છું" એમ બોલી તેણે પોતે તાજેતરમાં જીવનની ફિલસૂફી ઉપર લખેલાં પોતાનાં કેટલાંક કાવ્યો વાંચી સંભળાવ્યાં.

કેટલીક લીટીઓ બોલતાં તેની આંખો આંસુથી ભરાઈ ગઈ.

ભારે લાગણીના પ્રવાહમાં એના જાડા હોઠ ફફડી રહ્યા. એનો મોટો ચહેરો ચમકી રહ્યો.

લેવેટ્સ્કી ઘણો વખત તો તેને સાંભળી રહ્યો. પણ પછી તેનાથી ન રહેવાયું. મોસ્કોના વિદ્યાર્થીમિત્રનો ઉત્સાહ તેનાથી સહેવાયો નહિ. તે અકળાઈ ઊઠયો. અને પછી થોડી મિનિટમાં જીવનની ફિલસૂફી ડહોળવામાં બંને મિત્રો ડૂબી ગયા. એક બીજાને પૂરા સમજ્યા વિના, પોતે જે શબ્દો બોલતા હતા એના મામ-

સામા જુદા જુદા અર્થો કરતા, પોતે જ કેટલીકવાર સ્પષ્ટપણે ન સમજતા જોરશોરથી ચર્ચામાં રત થયા. કેમ જાણે, જીવનમરણનો સવાલ હોય એવી રીતે શબ્દની મારામારીમાં પડ્યા. એમના આ બરાડાથી ઘર આખું કંટાળી ગયું. લોમ તો તદ્દન ચીડાયા જેવા થઈ ગયા અને થોડે અંશે આ રાડારાડથી ગભરાયા પણ ખરા.

"ઠીક, તું કહે છે, તારી બધી ભ્રમણાઓ ફીટી ગઈ છે—તો હવે તું માને છે શું, એ કહેશે? જીવન અને જગત તરફ ઉદાસીન થવા સિવાય તું કંઈ બીજું બન્યો છે ખરો?"

"ઉદાસીન આદમીની તને ખબર નથી. એ મારા જેવો નહિ દેખાય. એ તો તદ્દન ફિક્કો ને દુબળો હશે પણ હું તો હજી તને એક હાથે ઊંચકી કાઢું એવો છું." લેવેટ્સ્કીએ જવાબ આપ્યો.

"તો—બધી વાતમાં શંકા કરતો બની ગયો લાગે છે. એ તો એથી ય ખરાબ. પણ તને એવા શંકાખોર થવાનો હક્ક શો છે? તારી જિંદગીમાં તને સફળતા નથી મળી એ હું કબૂલું છું. પણ એમાં તારો દોષ ન હતો. તારો આત્મા પ્રેમથી ઝરતો, ઉન્મત્ત પ્રેમાવેશથી ભરેલો હતો અને તને છેક નાનપણથી સ્ત્રીઓથી ફરજિયાત દૂર રાખવામાં આવ્યો હતો. એટલે જે કોઈ નારી તારા પ્રથમ પરિચયમાં આવી એના ભણી તું આંધળો બની પડ્યો. દોષ તારી કેળવણી, તારા ઉછેરનો હતો."

"એમ તો તું પણ એના પ્રત્યે ખેંચાયો હતો."

"કબૂલ, કબૂલ. હું ય વિધિનું હથિયાર બન્યો હતો. પણ આ બધી વાહિયાત વાતો છે. વિધિ જેવી કોઈ ચીજ છે જ નહિ. મને મૂળથી અચોક્કસ રીતે બોલવાની ટેવ પડી ગયેલી છે ને? જવાદો એ—પણ આખરે તારતમ્ય—"

"તારતમ્ય એ જ કે નાનપણથી મારો આખો ઉછેર અસ્વાભાવિક છે." લેવેટ્સ્કીએ માર્કેલનું અધૂરું વાક્ય પૂરું કર્યું.

"તો હવે ઠેકાણે આવ. માણસ—પુરુષનું પુરુષાતન જ એમાં છે. તારે શક્તિ તો કંઈ ઉછીની લેવા જવી પડે એમ નથી. માણસે છૂટા કણમાંથી એક સમગ્ર નિયમના અંશરૂપે વિકસવું જોઈએ."

"કયા નિયમના? હું એવો કોઈ નિયમ—" લેવેટ્સ્કી અભિરાઈપૂર્વક બોલી ઊઠ્યો.

કલાકેક પછી માર્કેલ તડૂક્યો: "તું તો બિલકુલ ઘમંડી છે. તારે સુખ, મઝા, આનંદ—બધું પોતાને એકલાને જ માટે જોઈતું હતું—"

"એ શું?" લેવેટ્સ્કીએ પૂછ્યું.

"અને એ બધામાં તું નાસીપાસ થયો. એ બધું તારા પગ નીચેથી સરકી ગયું."

"પણ પૂછું છું એનો જવાબ આપ. મારો પોતાનો આનંદ એટલે?" ફરી લેવેટ્સ્કીના પ્રશ્નને સાંભળતો જ ન હોય તેમ માર્કેલ બોલ્યે ગયો: "કેમકે જ્યાં જરા અમથો ટેકો પણ મળવો શક્ય ન હતો ત્યાં તેં જીવનનો આધાર શોધવા માંડ્યો હતો! કેમકે તેં રેતીના ઢગ ઉપર કિલ્લો ચણવા માંડ્યો હતો—"

"સીધી સાદી વાત કર—ઉપમાઓ છોડીને. તું શું બોલે છે, એ જ મારાથી સમજાતું નથી." એમ બોલી લેવેટ્સ્કી હસ્યો.

"ભલે—હસવું હોય તો હસી લે—કેમકે, તારામાં શ્રદ્ધા જેવી કોઈ ચીજ રહી નથી. હૃદયની ગરમી જેવી કોઈ વસ્તુ રહી નથી.

એક દમડીની અક્કલ ઉપર તું બધું ખેડવા માગે છે! ખરેખર તારી તો દયા જ ખાવી રહે છે. વૉલ્ટેરનો જ શિષ્ય છે તું- વાસી થઈ ગયેલા, જૂનવાણી વૉલ્ટેરનો!"

"કોણ? હું?-વૉલ્ટેરનો શિષ્ય?"

"હા-તારા બાપના જેવો જ. અને દયાની વાત તો એ છે કે તારા બાપને તો એની ખબર હતી. તને તો હજી એવી શંકા પણ નથી."

"હવે હું ચોક્કસ કહું છું કે તું અંધશ્રદ્ધાળુ જ છે." લેમ્રેટ્સ્કીએ કહ્યું.

"અફસોસ! હજી એવા મોટા નામને હું લાયક થયો નથી." માઇકેલે દિલગીરી દર્શાવતાં જવાબ આપ્યો.

"તારું નામ શું પાડવું, હવે મને સૂઝયું." રાત્રીના ત્રણ વાગે માઇકેલ બોલ્યો. "તું નથી ઉદાસી, નથી ઘમંડી. નથી શંકાવાદી, નથી વૉલ્ટેરનો શિષ્ય—પણ તું પૂરો હરામી હાડકાંનો ડાહ્યિયો કૂતરો છે—બેવકૂફ કે ભોળો નહિ, પણ પક્કો અને ચાલાક. અરે, ડાહ્યિયો તો ચુલા કે ભઠ્ઠી આગળ પડ્યો રહે છે, કદી કશું વિચારતો નથી. પણ તું તો વિચારવંત પ્રાણી હોવા છતાં આળસુની જેમ પડ્યો જ રહે છે. તું કરી શકે એમ છે, છતાં શું કરતો નથી. તું પેટ ભરીને પછી માળે ચઢી પડ્યો રહે છે ને કહે છે—'દુનિયાની બધી ઝંઝટ વૃથા છે; એ તો ગુમાન છે, એ તો અહમ્ છે; એથી કશો ભલીવાર થવાનો નથી. માટે પડયા જ રહો. બસ પડયા જ રહો'."

"એટલે શું તું એમ માને છે કે હું આળસુની જેમ પડયો

રહું છું ? તેં એમ શાથી માની લીધું ?" લેવ્રેટ્સ્કીએ પૂછ્યું.

"—અને દુનિયા આખીનું જ્ઞાન તારામાં હોય તેમ તું સૌના વાંક કાઢતો બોલે છે: અંગ્રેજમાં તો આ અવગુણ હોય છે ને જર્મનમાં પેલો—એમ કહી તું તારી પોતાની આળસને ઢાંકે છે. ઘણા એવા લોકો હોય છે જે પોતે પોતાને પંડિત માની ઘમંડમાં પડયા રહે છે ને કહે છે: 'હું નિષ્કર્મ છું. કર્મ કરનારા સૌ ધોખામાં પડે છે. નકામા મહેનત કરી મરે છે.'—હું તારા ઉપર નથી કહેતો. પણ આવા ઘણા હોય છે. દેશના ઉપર એટલા બધા ભારરૂપ બનીને એ લોકો જીવે છે કે દેશનું આમ ને આમ સત્યાનાશ વળી ગયું !"

"એ બધું તો ઠીક. પણ આખરે તારે કહેવું છે શું ?" લેવ્રેટ્સ્કી મોટેથી બોલ્યો: "અરે, આટલું લાંબું ભાષણ કરવાને બદલે, માણસે શ્રમ કરવો જોઈએ એટલું કહ્યું હોત તો ય ચાલત."

"ના, ભાઈ, ના—મારે એવો ઉપદેશ તને કરવો નથી. દરેક જણ પોતે જ શીખે એ યોગ્ય છે. પણ તને તો કશામાં શ્રદ્ધા નથી, કશામાં વિશ્વાસ નથી, ભક્તિ નથી, રસ નથી !"

"ભલા ભાઈ, મને જરા હવે શ્વાસ ખાવા દે. હું શું કરું ? હજી તો મને જીવન બધું જોવા સમજવા દે. મારી જાતને જ પૂરી ઓળખવા દે." લેવ્રેટ્સ્કી નમ્ર સ્વરે બોલ્યો."

"એક ક્ષણ પણ નહિ—અરધી ક્ષણ પણ નહિ—બિલકુલ જ નહિ. રાહ શાની જોવાની ? મૃત્યુ રાહ નથી જોતું."

અને પાછી શાંતિ પથરાઈ.

ચારેક વાગવાને સુમારે પાછો માઈકલનો ઘોઘરો અવાજ વાતાવરણને ભરી રહ્યો: "જીવન વહ્યે જ જાય છે. સમય વહ્યે જ

જાય છે. કોઈ જરાય અટકતું નથી. દરેકે દરેક માનવીને માથે ફરજ ઠોકાયેલી છે–ભારે જવાબદારી પડેલી છે–ઈશ્વર પ્રત્યેની, રાષ્ટ્ર પ્રત્યેની, પોતાના આત્મા પ્રત્યેની. પણ આપણે ઊંઘીએ છીએ! પડયા રહીએ છીએ!"

"માફ કરજે, પણ તને યાદ આપવી જરૂરી છે કે આપણે પોતે ઊંઘતા નથી, એટલું જ નહિ પણ બીજાઓને પણ ઊંઘવા દેતા નથી!" લેવ્રેટ્સ્કી હળવે સૂરે મજાક કરતો બોલ્યો.

માઈકેલ ખડખડાટ હસી પડયો ને તે ય હળવો પડયો અને પછી કલાકેક સુધી ખૂબ ધીમી ગુસપુસ બંને મિત્રો વચ્ચે ચાલી.

બીજે દિવસે માઈકેલ, લેવ્રેટ્સ્કીની ઘણી ઇચ્છા ને આગ્રહ છતાં ઊપડી ગયો. તેને વળાવીને પાછો ફરતાં લેવ્રેટ્સ્કી બબડયો: "કદાચ એ સાચો હશે. હું આળસુ ડાહ્યો જ હોઈશ!"

## ૨૩

**બે** દિવસ બાદ મેરિયા તેનું કુટુંબ લઈ લેવેટ્રસ્કીના ત્યાં આવી. પહોંચ્યા નાની છોકરીઓ તો આવતાંવેંત બગીચામાં દોડી. પણ મેરિયા ભારેખમ રીતે ઓરડાઓ જોતી, ગંભીર બની પ્રશંસા કરતી ફરી. પોતાના અહીંના આ આગમનને તે લેવેટ્રસ્કી ઉપરના એક ભારે ઉપકારરૂપે, મોટી મહેરરૂપે લેખતી હતી **એન્ટન** અને એપ્રેકસઆ તેના હાથને ચૂમવા આવ્યાં ત્યારે તેણે તેમની ભણી કૃપાની દૃષ્ટિએ જોયું. **એન્ટન**ને એ જોઈ સંતોષ થયો કે પોતાના શેઠને સમાજમાં આબરુદાર ગણાતાં ઊંચી કોટીનાં લોકો સાથે સંબંધ હતો.

એ દિવસની ધમાલથી બે જણ અકળાયાં. એક તો **એન્ટન**, અને બીજા લેમ. એમણે આખો દિવસ ખાંસી જ ખાધા કરી. જો કે, એકંદરે તેમને લેવેટ્રસ્કીનું **લી**ઝા સાથેનું પૂર્વવત્ મૈત્રીયુક્ત વર્તન જોઈ સંતોષ પણ થયો. **લી**ઝાએ પણ કોઈ પ્રકારની અતડાઈ રાખી ન હતી.

જમી રહ્યા બાદ લેમે તેમના કોટના ખીસ્સામાંથી એક કાગળ કાઢ્યો અને પિયાનો ઉપર મૂક્યો. એમાં એક ગીત લખેલું હતું,

જેમાં તારાઓને સંબોધીને લખવામાં આવેલું હતું. લીઝા એકદમ પિયાનો ઉપર બેસી પડી અને આ નવા ગીતને બેસાડવા લાગી. પણ તે બહુ સારું બેસાડી ન શકી. કાવ્યના લેખકે ખૂબ ગહન અને દર્દનાકભાવો ઉતારવા પ્રયત્ન કર્યો હતો પણ સંગીતની દૃષ્ટિએ સફળ થયા ન હતા; એથી પરિણામ જોઈતું ન આવ્યું. પ્રયત્ન માત્ર પ્રયત્ન જ રહી ગયો—એથી વધુ નહિ! લીઝા અને લેવ્રેટ્સ્કી બંનેને આની સમજ પડી ગઈ. લેમથી તો અજાણ્યું રહે જ શાનું? તેઓ તો જાગ્રત જ હતા. તેમણે ચૂપચાપ કાગળિયું વાળીને પાછું ખીસ્સામાં મૂકી દીધું. અને જ્યારે લીઝાએ ફરી ફરી એ બેસાડી જોવાનો પ્રયત્ન કરવા સૂચના કરી ત્યારે જવાબમાં લેમે માથું ધુણાવી ખૂબ ધીમેથી કહ્યું: "અત્યાર પૂરતું આટલું બસ છે." અને પછી માથું નીચું નાખી દીધું, ખભા સંકોચી લીધા અને બહાર નીકળી ગયા.

સાંજે સૌ તળાવ-કિનારે ઊપડયાં. મેડમ મેરિયા પગ નીચે શેતરંજી પથરાવીને આરામ ખુરસી છેક કિનારે નંખાવીને બેઠી. એન્ટને, માંછલાં પકડવાના પોતાના લાંબા અનુભવનો લાભ આપવા માંડયો. જાળ નાખવી, દક્ષતાપૂર્વક હલાવવી, ઊંચી કરી માછલાં ઝીલી લેવા અને પટાપટ બહાર ફેંકવા—આ બધું તે શરીરના ભવ્ય વળાંકો સહિત સુંદર રીતે કરતો હતો. મેરિયાએ તો સવારથી જ એની પ્રશંસા લેવ્રેટ્સ્કી આગળ ગાઈ હતી.

લેમ બે નાની બાળકીઓને લઈ તળાવને બીજે છેડેના બાંધ આગળ ગયા હતા. લેવ્રેટ્સ્કી લીઝા પાસે જ બેસી રહ્યો હતો. પકડાયેલી માછલીઓ તરફડી દેખાતી હતી. અને જાળમાં સપડાયેલી હવામાં રૂપેરી અથવા સોનેરી ચમકારા કરતી હતી. નાની બાળ-

ફીઓ તો આનંદમાં આવી કંઈ ને કંઈ બોલ્યા જ કરતી હતી. મેરિયા પોતે પણ બે કે ત્રણ વાર આનંદોદ્‌ગારો કાઢી ચૂકી હતી. લેવ્રેટ્સ્કી અને લીઝાનો જીવ માછલાં પકડવામાં બીજા કરતાં ઓછો હતો. એમને વળી તરાપા ઉપર બેસી સરકવામાં વધુ આનંદ જણાયો. અને એવી રીતે બંને સામે કિનારે જઈ પહોંચ્યાં.

લીઝા એક પાટિયા ઉપર ઊભી. લેવ્રેટ્સ્કી એક બળેલા ઠૂંઠા ઉપર બેઠો. લીઝાએ આજે સફેદ વસ્ત્રો જ પહેર્યાં હતાં. કમર ઉપરનો પટો પણ સફેદ હતો. એક હાથમાં હેટ હતી ને બીજામાં જેમ તેમ કરી પકડી રાખેલો માછલાં પકડવાનો દાંડો હતો. લેવ્રેટ્સ્કી તેના સખત ચહેરા ભણી, કાન પાછળ વીંટળાઈ પથરાયેલા વાળ-ભણી, તથા બાળકના જેવા કુમળા ગાલ ભણી જોઈ રહ્યો. અને તે મનમાં બોલ્યાઃ " મારા તળાવને આરે ઊભેલી ઓ લીઝા! ખરેખર તું કેવી કમનીય દિસે છે!"

લીઝાએ તેની તરફ જોયું નહિ પણ પાણી ભણી જ સ્થિર નયને જોઈ રહી. એની આંખોને ખૂણે જાણે આછું સ્મિત વિલસી રહ્યું હોય એમ લાગતું હતું. અને એ બંનેની ઉપર લીંબુના વૃક્ષનો પડછાયો ઢળી રહ્યો હતો.

" તમને ખબર નહિ હોય પણ આપણી તે દિવસની વાત ઉપર મેં ઘણો ઘણો વિચાર કર્યો છે. અને હું એ જ નિર્ણય ઉપર આવ્યો છું કે તમે ઘણાં જ ભલાં છો." લેવ્રેટ્સ્કીએ શરૂઆત કરી.

" એવા કોઈ આશયથી મેં તમને કશું કહ્યું ન હતું—" ખૂબ ગુંચવણમાં પડી લીઝાએ ઉત્તર આપ્યો.

" સાચેજ અનહદ ભલાં છો." લેવ્રેટસ્કી ફરી બોલ્યા. " હું તો અણઘડ મનુષ્ય છું. પણ મને લાગે છે કે એકેએક માનવી

તમને યાદતું હશે. મોન્શર લેમ સુધ્ધાં. ઓહ એતો કેવળ તમારા ઉપર વારી જ ગયેલા છે."

લીઝાની ભ્રૂકુટી વક્ર ન બની પણ એમાં ધ્રુજારી દેખાઈ. જ્યારે જ્યારે એને ન ગમતું કંઇ પણ થતું ત્યારે તે આવો જ અનુભવ કરતી.

"આજે એમના સંગીતમાં સફળતા ન મળી, એથી સાચે જ મને દુઃખ થાય છે." લેવ્રેટ્સ્કી બોલ્યે ગયો: "નાની ઉંમર હોય અને હજી જ્ઞાન મેળવવાનું બાકી હોય એને માટે તો આવી નિષ્ફળતા સહ્ય છે. પણ વૃદ્ધાવસ્થામાં જ્ઞાન મેળવવું શકય રહ્યું ન હોય ત્યારે એવી નિષ્ફળતાનો ભાર અતિશય લાગે છે. અને સૌથી કરુણ દશા તો એ છે કે માણસને પોતાની શક્તિ કયારે ચાલી ગઇ છે એની ખબરે ય પડતી નથી. આવા વૃદ્ધને માટે આવા આઘાતો સહેવા બહુ ભારે છે." અને થોડી વાર અટકી તેણે પૂરું કર્યું: "પણ પેનશાઇને ખૂબ ચમત્કારી ગીત લખ્યું છે, મેં સાંભળ્યું છે."

"હા," લીઝાએ જવાબ આપ્યો: "બહુ નાનું છે, પણ ખરાબ નથી."

"પણ તમારો એમને વિષે શો અભિપ્રાય છે?—એ સારા સંગીતજ્ઞ છે?"

"મને લાગે છે કે, એમનામાં ઠીકઠીક પ્રમાણમાં સંગીતની શક્તિ છે. અલબત્ત, હજી એમણે જોઈએ તેવી કેળવી નથી."

"બરાબર છે. પણ......માણસ તરીકે કેવાક—સારા છે?"

લીઝા જોરથી હસી. અને તેણે લેવ્રેટ્સ્કી ભણી એકદમ નજર નાખી.

"કેવો વિચિત્ર સવાલ!" પાણીમાં સોટી ફેરવતાં તેણે જોરથી કહ્યું.

"એમાં વિચિત્ર શું છે? વરસો થયાં બહાર રહેલો હોઈ આવું પૂછ્યું—એક સગા તરીકે—એમાં વિચિત્ર શું છે?"

"એક સગા તરીકે?" લીઝાએ આશ્ચર્ય પામી પૂછ્યું.

"હાસ્તો. હું તમારો દૂરનો કાકો થાઉં—કદાચ તમને ખબર નહિ હોય."

"પેનશાઈન ઘણા સારા દિલના આદમી છે. હોશિયાર પણ છે. માતાજીને તો તેઓ બહુ જ ગમે છે." લીઝા બોલી.

"પણ તમને—તમને પોતાને ગમે છે?"

"એ તો સારા આદમી છે ને!-મને શું કામ ન ગમે?"

"ઓહ!" એટલું જ બોલી લેવ્રેટ્સ્કી મૂંગો રહ્યો. અર્ધ ઉદાસ, અર્ધ ટીખળી એવો ભાવ તેના મોં ઉપર પસરી ગયો. તેણે લીઝા ભણી ટગીને જોયું. તે તો હસતી જ હતી.

"ભલે—ભલે—ભગવાન એમને સુખી કરે." તે મનમાં બબડ્યો અને તેણે નજર ફેરવી લીધી.

લીઝાના મોં ઉપર લાલાશ પથરાઈ. તે બોલી: "તમે ખોટી રીતે વિચાર કરો છો;——પણ તમને પેનશાઈન નથી ગમતા, નહિ?"

"ના"

"શાથી?"

"મને લાગે છે એને હૃદય જેવી કોઈ વસ્તુ નથી."

લીઝાના હોઠ ઉપરથી સ્મિત ઊડી ગયું.

"તમે માણસોને ખૂબ કડક રીતે જોતા લાગો છો" ઘણો વખત શાંત રહ્યા પછી તે બોલી.

"હું એમ નથી ધારતો. બીજા વિષે કડક રીતે વિચારવાનો મને શો અધિકાર છે—હું જ દોષયુક્ત હોઉં, છતાં? તમે ભૂલી ગયાં લાગો છો કે માત્ર આળસુ લોકો જ મારી કેકડી નહિ કરતાં હોય. એ તો ઠીક, પણ કહો તો, તમે તમારું વચન પાળ્યું હતું?"

"કયું વચન?"

"મારે માટે પ્રાર્થના કરવાનું!"

"હા–તમારે માટે મેં પ્રાર્થના કરી છે. અને રોજ કરું ય છું. પણ કૃપા કરી એ વિષે છિછરા હળવા દિલે ન બોલશો."

લેવ્રેટ્સ્કી તેને ખાત્રી આપવા લાગ્યા કે તેણે કદી પણ એવું કર્યું નથી અને કોઈની પણ ભાવુક માન્યતાઓ પ્રત્યે તે સંપૂર્ણ માન ધરાવનારો છે. અને પછી એણે ધર્મ વિષે, માનવજીવનના ઇતિહાસમાં ધર્મના મહત્ત્વ વિષે અને ખ્રિસ્તીધર્મના બોધ વિષે બોલવા માંડયું.

"દરેકે ધર્મશીલ રહેવું જોઈએ—ઐહિક અને પારલૌકિકનો પરિચય સાધવા પૂરતા જ નહિ, પણ દરેક માણસે મરવાનું છે માટે." લીઝા થોડાક પ્રયત્નપૂર્વક બોલી.

લેવ્રેટ્સ્કીએ, અનિચ્છાએ પણ આશ્ચર્ય પામી ઊંચું જોયું ને લીઝાની આંખમાં તેની આંખ મળી.

"એટલે તમે શું કહેવા માગો છો?" તેણે પૂછયું.

"એ કાંઈ મારું વાકય નથી." લીઝાએ જવાબ આપ્યો.

"તમારું નહિ ? પણ તમે મૃત્યુ વિષે આમ બોલ્યા શું કામ?"

"મને ખબર નથી, શું કામ. પણ મને વારંવાર એના વિચારો આવે છે."

"વારંવાર ?"

"હા."

"તમારા મોં ઉપરથી કોઈ એમ ન કહે તમે કેટલાં સુખી. ખુશનુમા અને સ્મિતભર લાગો છો !"

"હા. અત્યારે તો હું ઘણી ખુશનુમા છું."

લેવ્રેટ્સ્કીને તેના બે હાથ લઈ જોરથી દબાવવાનું મન થયું.

"લીઝા ! લીઝા !" દૂરથી મેરિયાની બૂમ સંભળાઈ.

"આવી, માતાજી." લીઝાએ જવાબ આપ્યો ને તે પાછી ફરી.

પણ લેવ્રેટ્સ્કી ત્યાં ને ત્યાં એ ટુંકા ઉપર જ બેઠો રહ્યો.

"હું એની સાથે કેવી રીતે વાતો કરું છું !—જાણે હજી મને જીવનમાં કશો રસ હોય !" તે વિચારી રહ્યો.

જતાં જતાં લીઝા તેની હેટ ત્યાં જ ઝાડી ઉપર ભેરવી ગઈ હતી. લેવ્રેટ્સ્કીએ એના ભણી મુલાયમ લાગણીઓ સહિત નજર કરી.

થોડી વારે લીઝા પાછી આવી અને પેલા પાટિયા ઉપર જ બેઠી.

"તમે શાથી ધારો છો કે પેનશાઈનમાં હૃદય જ નથી?" થોડી વાર રહી લીઝાએ પૂછ્યું.

"મેં કહ્યું તો ખરું કે મારી ભૂલ પણ હોય. ગમે તેમ. સમય બધું સાચું ખોટું નક્કી કરશે."

લીઝા વિચારમગ્ન બની.

લેવ્રેટ્સ્કી તેના રોજના જીવનક્રમ વિષે બોલી રહ્યો. ગામના લોકો અને એન્ટન વિષે પણ તેણે કહ્યું. જે કાંઈ તેના હૃદયમાં હતું, જે કાંઈ તેના જીવનમાં હોય તે બધું લીઝા આગળ વ્યક્ત કરવા તે ખેંચાઈ રહ્યો હતો. અને લીઝા પણ અત્યંત મમતાપૂર્વક એકાગ્રતા સહિત એ બધું સાંભળી રહી હતી. વચમાં વચમાં તેણે કંઈક પૂછ્યું અને ટીકા પણ કરી. લેવ્રેટ્સ્કીને એ ટીકાઓ અત્યંત સ્વાભાવિક અને બુદ્ધિપૂર્ણ લાગી. અને તેણે એ અભિપ્રાય વ્યક્ત પણ કર્યો.

લીઝા આશ્ચર્ય પામી. તેણે પૂછ્યું: "સાચે જ? મારા મનમાં તો એમ જ છે કે હું મારી નોકરડી જેવી જ છું—મારું પોતાનું બોલવા જેવું મારી પાસે કશું નથી. પેલીએ એનાં લગ્ન જેની સાથે થવાનાં હતાં તેને કહ્યું હતું-તમને મારો કંટાળો આવ્યા વિના નહિ રહે. તમે બધી વાત અત્યંત સરસ રીતે કહો છો, જ્યારે મને તો કશું કહેતાં જ આવડતું નથી!"

"ભગવાન તારું કલ્યાણ કરો......" લેવ્રેટ્સ્કી વિચારી રહ્યો.

# ૨૪

**સાં**જ પડવા આવી. મેરિયાએ ઘેર પાછા ફરવાની ઇચ્છા પ્રદર્શિત કરી દીધી હતી. જેમ તેમ કરી બાળકોને રમતથી છૂટાં પાડી મુસાફરી માટે તૈયાર કરવામાં આવ્યાં. લેવેટ્સ્કીએ પોતાનો ઘોડો તૈયાર કરાવ્યો અને અર્ધે સુધી તેમને મૂકવા જવાની ઇચ્છા જણાવી. સૌ ગાડીમાં બેઠાં એ વખતે તેણે લેમ માટે ચારે બાજુ નજર નાખી પણ ક્યાંય દેખાયા નહિ. તળાવેથી સૌ ઊઠયાં એ પહેલાં જ તેઓ ક્યાંય પલાયન કરી ગયા હતા. એન્ટને જોરથી બારણું ભીડયું અને કર્કશ અવાજે ગાડીવાનને કહ્યું: "ચલાવ."

હજી હવામાં ગરમી હતી. બંને બાજુની બારીઓ ઉઘાડી રાખવામાં આવી હતી. લેવેટ્સ્કી લીઝાવાળી બારી આગળ ઘોડા ઉપર ચાલતો હતો. તેણે એક હાથ બારી ઉપર ટેકવ્યો હતો, અને લગામ ખૂબ ઢીલી મૂકી દીધેલી હતી. વચમાં વચમાં લીઝા સાથે કંઈક વાતચીત કરી લેતો હતો. ધીમે ધીમે સંધ્યાનો પ્રકાશ વિલીન થઈ અંધકારના ઓળા ઊતરવા લાગ્યા. પણ હવા તો, પહેલાં કરતાં ય વધારે ગરમ બની હોય એમ લાગ્યું.

મેરિયા તરતજ ઊંઘવા પડી. નાનાં બાળકો અને નોકર પણ ઝોકાં લેવા લાગ્યાં. સરસરાટ, બિલકુલ આંચકા વિના ગાડી દોડી રહી હતી. આકાશમાં ચંદ્રનો ઉદય થતાં જ લીઝા બારીમાંથી ડોકું બહાર કાઢી જોઈ રહી. એનો ચહેરો પ્રકાશિત બન્યો. રાત્રીની મધુર સૌરભ તેની આંખો અને ગાલ ઉપર સીંચાઈ રહી. તે સુખ અનુભવી રહી. અને હોઠ હલાવી તદ્દન ધીમેથી કંઈક ગણગણી.

લેવ્રેટ્સ્કીએ પણ સુખ અનુભવ્યું રાત્રીની ઉષ્ણ હવામાં તે તણાઈ રહ્યો હતો; પણ એ બધો વખત તેની આંખો તો લીઝાના સુકોમળ ચહેરા ઉપર જ હતી. અને તેનું અત્યંત ધીમું છતાં સ્પષ્ટ ગુંજન તે પૂરેપૂરું સાંભળી રહ્યો હતો. એ શબ્દો કેટલા સાદા હતા! કેટલા સુંદર હતા!

તે અરધેથી વધારે રસ્તે આવ્યો હતો, એ વાત તેને અત્યારે જ યાદ આવી. 'મેડમ મેરિયાને જગાડવી પડશે.' એમ વિચારી તેણે લીઝાનો હાથ ધીમેથી દબાવ્યો અને બોલ્યો: "આપણે મિત્રો છીએ; ખરું ને?" લીઝાએ સંમતિસૂચક માથું હલાવ્યું અને લેવ્રેટ્સ્કીએ ઘોડાને પાછો વાળ્યો.

શાંત મધુર સ્વપ્નમાં વહી જતી પરીની જેમ ગાડી આગળ સરકી રહી.

લેવ્રેટ્સ્કી ખૂબ ધીમા સ્વાસે પાછો ફર્યો. ગ્રીષ્મની સ્વચ્છ રાત્રીએ તેને મુગ્ધ કર્યો હતો. તેની ચારે બાજુની સૃષ્ટિ અજબ નવીન લાગતી હતી; અને સાથે સાથે જાણે એ રાત્રી ઘણી જ સુપરિચિત હોય, અત્યંત પ્રિય હોય એમ યે થતું હતું. દૂર અને સમીપ બધે પ્રચૂર શાંતિ હતી—અને આંખો ઘણે દૂરનું જોઈ શકતી હતી; અલબત્ત, કશું ઓળખી શકતી નહિ. પરંતુ એ દૃષ્ટિ અને

દૃશ્યની ભીતરમાં, એ સમસ્ત અનુભવમાં એ જ પ્રચૂર નીરવતાનો, યૌવનપૂર્ણ પ્રફુલ્લિત જીવનનો જ સ્પર્શ થતો હતો.

લેવ્રેટ્સ્કીનો ઘોડો પણ મસ્ત બની આમ તેમ ડોલતો ચાલી ગયો હતો. એનો કાળો પડછાયો એની સાથે સાથે જ પગલાં ભરી રહ્યો હતો. એની ખરીના ધ્વનિમાં અને એના હણહણાટના અવાજમાં ય વિચિત્રતા અને આનંદમયતા લેવ્રેટ્સ્કીને દેખાતી હતી. તારાઓ ચંદ્રતેજમાં જાણે પીગળી ગયા હતા. ચંદ્ર હજી તો પૂરો વિકસી શક્યો ન હતો પણ અત્યારથી જ એની પ્રભા છતી થતી હતી.

હવાની તાજગીએ લેવ્રેટ્સ્કીની આંખોમાં આર્દ્રતા આણી. તેના અંગાંગમાં એ પસરી વળી અને હૃદયમાં મુક્તધારા રૂપે વહી રહી. આ આનંદ તે બરાબર રીતે લઈ રહ્યો હતો અને એને સારુ તે પોતાને સુખી માનતો હતો. " ફિકર નહિ—હજી તો આપણે જીવ્યે જઈશું : એણે આપણી પાસેથી સર્વસ્વ છીનવી નથી લીધું—" પણ કોણ અને શું— વિષે તે કશું જ બોલ્યો નહીં. અલબત્ત તે લીઝાના જ વિચારમાં હતો.

'ભાગ્યે જ એ પેનશાઈનના પ્રેમમાં હોઈ શકે. જો હું જ એને બીજી પરિસ્થિતિમાં મળ્યો હોત ......ભગવાન જાણે, શું પરિણામ આવ્યું હોત. લેમની એને માટેની લાગણી હવે સમજાય છે .. ...ભલે, ભલે, એની પાસે પોતાનું કશું કહેવાનું ન હોય; અને એય ક્યાં સાચી વાત છે? એની પાસે પોતાનું એવું ઘણું છે--- વાણી યે ક્યાં નથી? ......એણે કહ્યું હતું--- 'એને વિષે હળવે દિલે ન બોલશો' —' અને તે નીચું માથું નાખી ઘોડા પર બેસી રહ્યો. ઘણો વખત એમ વિતાવ્યો. અને તે કંઈક ગણગણી રહ્યો.

એકાએક તેણે ઘોડાને ચાબુક મારી ઘર ભણી મારી મૂક્યો.

ઘોડા ઉપરથી ઊતરતાં તેણે છેલ્લી વાર ચોપાસ નિરખી લીધું. એક આભારસૂચક સ્મિત એના ઓષ્ઠદ્વય ઉપર નૃત્ય કરી ઊઠયું. શાંત બ્લાલસોમી રાત્રી પર્વતો અને ખાડીઓને ગોદમાં લઈ પડી હતી. એના દૂર દૂરના સુગંધી ઊંડાણમાંથી——સ્વર્ગમાંથી કે પૃથ્વીમાંથી કોણ જાણે—મુલાયમ શાંત ઉષ્ણતા ઝરી રહી હતી.

લેવ્રેટ્સ્કીએ **લીઝા**ને છેલ્લી વારની સલામ ભરવા ઇચ્છા કરી —અને ઉતાવળો ઉતાવળો પગથિયાં ચઢી ગયો.

# ૨૫

**બીજે** દિવસ પ્રમાણમાં બહુ ધીંગો પસાર થયો. સવારથી જ વરસાદે વરસવું શરૂ કરી દીધું હતું. લેમ સવારથી જ અસ્વસ્થ જણાતા હતા. જેમ જાણે ફરી કદી નહિ ઊઘડવાના સંકલ્પ સાથે એમના હોઠ એ દિવસે બીડાયેલા જ રહ્યા. રાતના સૂવા જતાં લેવેટ્સ્કી ફ્રેન્ચ છાપાંઓનો એક ઢગ પોતાની સાથે પથારીમાં લઈ ગયો. છેલ્લાં બે ત્રણ અઠવાડિયાંથી આ છાપાં એના ટેબલ ઉપર આવી જમા થયા કર્યાં હતાં. બિલકુલ બેપરવાઈથી એણે રેપર્સ તોડયાં અને અંદરના સમાચારો ઉપર પણ આછો દૃષ્ટિપાત કર્યો. એ આખો ઢગ તે ઢંઢોળી દેવા જ જતો હતો ત્યાં એની નજર એક સમાચાર ઉપર પડી ને તેના હાથમાં છાપું રહી જ ગયું.

જાણીતા પત્રકાર **મી. જુલે**એ 'એક દર્દનાક સમાચાર' આપ્યા હતા: '**મોસ્કો**ની રૂપરાણી, ફેશનની અધિષ્ઠાત્રી, **પારિસ**ની પરી, **મેડમ લેવેટ્સ્કી** એકાએક અવસાન પામી હતી.' અને આ કમનસીબ પણ સાચા સમાચાર **મી. જુલે**ને મળતાં તેમણે એક મિત્ર તરીકે પ્રસિદ્ધ કર્યા હતા.

**લેવેટ્સ્કી**એ કપડાં ચડાવ્યાં, બહાર બગીચામાં ગયો અને બપોર ચડયા ત્યાં લગી તેણે આમતેમ આંટા માર્યા કર્યા.

બીજી સવારે નાસ્તો લેતાં લેતાં લેમે ઘોડા તૈયાર કરવા કહ્યું. તેઓ નગર પાછા જવા ઇચ્છતા હતા.

"મારે હવે મારે ધંધે લાગી જવું જોઈએ. અહીં તો હું મારો સમય વૃથા બરબાદ કરી રહ્યો છું." વૃદ્ધે કહ્યું.

લેવ્રેટ્સ્કીએ તરત જ કશો જવાબ આપ્યો નહિ. તે કંઈક વિચારમાં ડૂબેલો જણાયો.

"ભલે તો." થોડે લાંબે વખતે તે બોલ્યોઃ "હું જ તમને મૂકી જઈશ."

નોકરની મદદનો ઇન્કાર કરી લેમે પોતે જ પોતાનો સર-સામાન બાંધી તૈયાર કર્યો. તેઓ ખૂબ ચીડિયા જેવા અને અકળાઈ ગયેલા જણાતા હતા. સંગીતના કેટલાક કાગળો તેમણે ફાડી નાખ્યા. ગાડી બારણા સુધી આવી.

લેવ્રેટ્સ્કીએ રૂમમાંથી બહાર નીકળતાં નીકળતાં છાપામાંના પેલા સમાચારની કાપલી કાપી લીધી. આખી મુસાફરી દરમિયાન કોઈ કશું બોલ્યું નહિ. બંને પોતપોતાના વિચારમાં લીન હતા. અને બીજો પોતાને ડખલ કરતો નથી એનો દરેકને આનંદ અને સંતોષ હતો. ઘર આવતાં પણ કશી ધાંધલ વિના બંને જુદા પડ્યા. લેવ્રેટ્સ્કી લેમને તેમના ઘર સુધી મૂકી આવ્યો. લેમ સામાન લઈ ગાડીમાંથી કૂદી પડ્યા. સલામ પૂરતો ય હાથ લાંબો ન કર્યો! બંને હાથે પકડેલ બિસ્તરા સાથે જ 'ગુડ બાય' કહી વિદાય લીધી. લેવ્રેટ્સ્કીએ પણ એટલી જ દંડકપૂર્વક 'ગુડ બાય' કહી ગાડી પોતાને મુકામ લઈ લેવા ગાડીવાનને ફરમાવ્યું. લેવ્રેટ્સ્કીએ આજ નગરમાં એક નાનકડું મકાન રાખી લીધું હતું. ત્યાં જ તે ઊતરતો.

કાગળો લખવાનું પતાવી, જલદી જલદી જમા પરવારી તે મેરિયાને ત્યાં ગયો. ત્યાં વચલા ખંડમાં પેનશાઈન સિવાય બીજું કોઈ ન દેખાયું. મેરિયા હમણાં આવી પહોંચશે એમ કહી તે (પેનશાઈન) ખૂબ ઉત્સાહ અને મમતાપૂર્વક એની સાથે વાતે વળગ્યો. આજલગી પેનશાઈને લેવ્રેટ્સ્કી સાથે છેક ઉદ્ધત નહિ, તોય અતડાઈ-ભર્યું વર્તન ચલાવ્યું હતું. પરંતુ લીઝાએ એની આગલા દિવસની મુસાફરીની વાત કરતાં લેવ્રેટ્સ્કીને ઉત્તમ અને હોશિયાર આદમી તરીકે વર્ણવ્યો હતો. પેનશાઈનને એટલું બસ હતું. આ 'ઉત્તમ' આદમીને તેણે હાથ પર લેવા જ જોઈએ.

પેનશાઈને એને અભિનંદન આપતાં વાતની શરૂઆત કરી--આપણા કુટુંબનાં લોકો તમારા સ્થાન વિષે ગાંડાતૂર બનીને વાતો કરતાં હતાં--'વગેરેથી શરૂઆત કરી તેના રિવાજ મુજબ બધી વાત પોતાને કેન્દ્ર બનાવી આગળ ચાલી. ખાસ તો. પોતાની નોકરી વિષે, જીવન વિષે, પોતે શું માને છે તે વિષે, દુનિયા વિષે અને વગેરે વગેરે વિષે. ભાવિ રશિયા વિષે અને પ્રાંતના ગવર્નરો ઉપર કાબૂ મૂકવા વિષે પણ તેણે હાંકયે રાખ્યું--એમાં વચ્ચે વચ્ચે પોતાની અમલદારીની વાત પણ કરતો ગયો. સારા લંબાણપૂર્વક તેણે બધું કર્યું અને જાદુગર જેમ લખોટા રમાડી બતાવે તેવી રીતે તેણે દેશના રાજકીય અને વ્યવસ્થાગત ગંભીર મહત્ત્વના પ્રશ્નોને આમથી તેમ રમાડી નાખ્યા. 'હું જો સરકારમાં હોઉં તો આમ કરું ને તેમ કરું' તથા 'તમે તો સમજુ છો, મારી વાત સ્વીકારશો જ'--વગેરે સૂત્રો તો એની જીભને ટેરવે જ હતાં.

લેવ્રેટ્સ્કી પેનશાઈના આ ભાષણને ઉદાસભાવે સાંભળી રહ્યો. આ રૂપાળો, ચતુર, બિનજરૂરી સ્ફૂર્તિવાળો જુવાન આદમી, તેની પાસે મધુરસ્મિત અને વિનમ્ર કંઠ તથા આતુર આંખો હોવા છતાં,

કોણ જાણે કેમ, પણ લૅવ્રેટ્સ્કીને ન જ આકર્ષી શકયો. પૅનશાઈન, સામાની લાગણી તરત સમજી જવાની તેની સ્વાભાવિક આવડતને જોરે, તરત સમજી ગયો કે પોતે જેને ઉદ્દેશીને બોલી રહ્યો હતો તેના ઉપર ઉપકાર ચઢાવવાનો તેનો હેતુ બહુ સિદ્ધ થઈ રહ્યો ન હતો. એથી કોઈક દેખીતું બહાનું કાઢી તે ઊભો થઈ ગયો— અલબત્ત, એણે એટલું તો માની જ લીધું કે લૅવ્રેટ્સ્કી 'ઉત્તમ આદમી' તો હશે જ પણ જરા અતડા હશે, અને એનો સ્વભાવ જરા વિચિત્ર હશે.

મૅડમ મેરિયા સર્જિયસની સાથે આવી પહોંચી. પછી માર્ફા અને લીઝા આવી. અને ત્યારબાદ કુટુંબનાં બીજાં બધાં. તે પછી સંગીતપ્રેમી મૅડમ બૅલેનીટસાઈન.—એક પાતળી નાની સ્ત્રી. લગભગ બાળક જેવા નાના મોંવાળી, નાજુક પણ ઘસાઈ ગયેલા શરીરવાળી, કાળો ભમ્મર વેશ અને સોનાની પોંચી પહેરેલી—આવી. તેની સાથે તેના પતિ—સારું ભરાવદાર શરીર, લાલ ગાલ અને લાંબા હાથપગ, તથા સફેદ પાંપણોવાળો અને જેના હોઠ ઉપરથી સ્મિત કદી ખસતું જ નથી એવો—આવ્યો. તેની પત્ની કદી જાહેરમાં તેની સાથે બોલતી નહિ. અને ઘેર, તેની આર્દ્ર ક્ષણોમાં, તે તેને "ધાવતું કુક્કર" કહેતી.

પૅનશાઈન પણ આવી પહોંચ્યો. આખો ખંડ ઉત્સાહ અને અવાજથી ભરાઈ ગયો. લૅવ્રેટસ્કીના સ્વભાવને આવી મંડળી અનુકૂળ ન હતી. એમાં ય મૅડમ બૅલેનીટસાઈનને જોઈ તે અકળાઈ ગયો હતો. વિશેષ તો,તે સ્ત્રી પોતાની ભણી તેના ચશ્માંમાંથી જોયા જ કરતી હતી, એથી. લીઝા ન હોત તો તે અહીંથી ચાલ્યો જ ગયો હોત. તે તેને એકાંતમાં કંઈક કહેવા ઇચ્છતો હતો પરંતુ તેવી યોગ્ય તક હજી સુધી પ્રાપ્ત થઈ ન હતી. અને તેણે તેને જોયા

કરવામાં જ સંતોષ માન્યો. અગમ્ય આનંદપૂર્વક તે તેને ટગી રહ્યો હતો. આજે તેને લીઝાનો ચહેરો અસામાન્ય પવિત્ર અને આકર્ષક લાગતો હતો. તેની હાજરી ઓર જ શોભા રહી હતી. મેડમ ઍલેનીટસાઈન તેની ખુરસીમાં ઊંચી ઊંચી ઊછળતી મોહક હાસ્ય વેરતી બોલતી હતી. વચમાં વચમાં તે તેના સાંકડા ખભા હલાવતી આંખો ઉઘાડમીંચ કરતી. પણ લીઝાની દૃષ્ટિ તેના ઉપર પડતાં જ તે ઠંડી પડી જતી.

મેડમ મેરિયા, માર્ફા, ઍલેનીટસાઈન તથા સર્જિયસ પાનાં રમવા બેઠાં. સર્જિયસને સારું રમતાં આવડતું ન હતું. તે ઘડી ઘડી આંખો ચોળતો અને મોં ઉપર રુમાલ ફેરવતો હતો. પેનશાઇને જાણે ઉદાસીનતા ધારણ કરી હતી—એક 'કલાધર'ને શોભે તેવી. અને મેડમ ઍલેનીટસાઈનની અનેક કાકલુદીઓ છતાં તેણે ગાવાનું સ્વીકાર્યું ન હતું. લેવ્રેટ્સ્કીની હાજરી જ તેને અકળાવી રહી હતી. લેવ્રેટ્સ્કી ભાગ્યે જ કંઈક બોલ્યો હશે. પરંતુ તેની આંખો ઉપરથી જ લીઝાને લાગ્યું કે તે કંઈક કહેવા આતુર છે. પણ, કોણ જાણે શાથી, તે તેને પૂછતાં સંકોચ અનુભવી રહી હતી. આખરે, તે બીજા ખંડમાં ચા બનાવવા માટે જતી હતી ત્યારે તેણે લગભગ અજાગ્રત રીતે લેવ્રેટ્સ્કી તરફ નજર કરી. અને લેવ્રેટ્સ્કી તરત જ તેની પાછળ ગયો.

"શું થયું છે તમને?" ભઠ્ઠી ઉપર ચાનું વાસણ મૂકતાં લીઝાએ પૂછ્યું.

"તમારી ધ્યાનમાં આવી ગયું છે, ત્યારે?" તેણે કહ્યું.

"તમે આજે રોજ હો છો તેનાથી જુદા છો..."

લેવ્રેટ્સ્કી ટગલને અદેલીને નમ્યો.

"હું તમને એક સમાચાર આપવા ઇચ્છતો હતો, પણ હમણાં તો એ શક્ય નથી. પણ આ કાપલીમાં પેનસીલથી નિશાની કરેલું વાંચી જજો." એમ કહી તેણે પેલા છાપાંમાંથી કાપી લીધેલી કાપલી આપી. "મહેરબાની કરી કોઇને કશું કહેશો નહિ. કાલે સવારે હું પાછો આવીશ."

લીઝા ભારે આશ્ચર્યમાં પડી. એ જ ઘડીએ પેનશાઇન બારણામાં આવી ઊભા. લીઝાએ છાપાની કાપલી ખીસામાં સરકાવી દીધી.

"તમે આગરમાન* વાંચ્યું નથી, લીઝાવેટા?" પેનશાઇને ચિંતનશીલતાનો દેખાવ કરતાં પૂછ્યું.

લીઝાએ જેવો તેવો જવાબ આપ્યો ને તે બહાર નીકળી ઉપર ગઇ. લેવ્રેટ્સ્કી પેલાં બધાં રમતાં હતાં ત્યાં જઇ ઊભો. માર્ફા એકાએક તેને જોઇ પોતાના ભાગીદાર સર્જિયસને હજી કેમ રમવું તેનું કશું ભાન નથી, વગેરે પ્રકારની ફરિયાદો કરી રહી. અને બોલી: "પાનાં રમવાં એ કંઇ બેઠાં બેઠાં ગપ્પાં મારવા જેવું સહેલું નથી."

હજી સર્જિયસ આંખો ચોળતો અને મોં લૂછતો જ હતો.

થોડી વારમાં લીઝા આવી પહોંચી અને એક ખુણામાં બેઠી. લેવ્રેટ્સ્કીએ લીઝા ભણી જોયું અને લીઝાએ સામે એવી જ દર્દભરી દ્રષ્ટિ ફેંકી. તે તેના મોં ઉપર એક પ્રકારનો ગુપ્ત ઠપકો વાંચી રહ્યો. ગમે તેટલું ઇચ્છતા છતાં તેને વીગતે વાત કરવાનો પ્રસંગ મળ્યો ન હતો. અને આ ભર્યા ભર્યા ખંડમાં બીજન

* એક ઊર્મિગીત

મહેમાનોની જેમ એક મહેમાન બની **લી**ઝાની હાજરીમાં આમ બેસી રહેવું તેને અસહ્ય લાગ્યું અને એણે ચાલ્યા જવાનો નિશ્ચય કર્યો.

વિદાય લેતાં તેણે ફરીથી **લી**ઝાને કહ્યું : " કાલે આવીશ. પણ હવે મારો બધો આધાર તમારી મૈત્રી ઉપર જ છે એ ના ભૂલતાં."

" ભલે આવજે." **લી**ઝા વ્યગ્ર દ્રષ્ટિ સહિત એટલું જ બોલી.

**લે**વ્રેટ્સ્કીના ચાલ્યા જતાં **પે**નશાર્જન રંગમાં આવ્યો. તેણે **સ**ર્જિયસને શિખામણો આપવા માંડી અને **મે**ડમ **બે**લેનીટ્સાઇન સાથે બનાવટી પ્રેમ કરવા માંડ્યો. અને છેવટે ગાયું પણ ખરું. પરંતુ **લી**ઝા ભણી દૃષ્ટિપાત કરતાં અથવા તેની સાથે વાર્તાલાપ કરતાં તે પહેલાં જેવો જ ગંભીર બની જઈ કોઈ ગહન અર્થ ભરી અને દર્દભરી દૃષ્ટિ ધારણ કરતો.

એ આખી રાત **લે**વ્રેટ્સ્કીને નીંદ ન આવી. તેને કોઈ વિશેષ અસુખ હતું કે ખાસ કશી ઉત્તેજના ન હતી. એથી ઊલટો તે તદ્દન શાંત હતો. પણ તે ઊંઘી ન જ શક્યો. ભૂતકાળ તાજો કરી રહ્યો હતો એમ યે ન હતું. કેવળ વર્તમાન જિંદગીની ભણી જ નિગાહ કરી રહ્યો હતો. તેનું હૈયું જોરપૂર્વક સ્વસ્થ રીતે ધબકી રહ્યું હતું. રાત વીતી રહી હતી. પણ ઊંઘવાનો વિચાર સુધ્ધાં તેને ન હતો આવતો. વચમાં વચમાં ક્વચિત્ એને થઇ જતું કે...ઉફ્ ! આ બધું મિથ્યા છે—વાહિયાત છે. અને ક્ષણભર વિચાર કરતો અટકી જઇ માથાને પાછળ ઢાળી દઈ, ફરી પાછો તે જીવન—પ્રવાહ પ્રતિ ટગર ટગર જોતો પડી રહેતો.

૨૬

**બીજે** દિવસે લેવ્રેટ્સ્કી આવ્યો પણ મેડમ મેરિયાએ એનો બિલકુલ ભાવપૂર્વક સત્કાર ન કર્યો. "ઓહ! આ તો હવે રિવાજ કરી બેઠો લાગે છે!"—તેણે જણાવ્યું.

મેડમ મેરિયાને લેવ્રેટ્સ્કી ઉપર બહુ કંઈ ભાવ હતો નહિ. અને વધારામાં પેનશાહને આ શ્રીમતીને પોતાની અસર નીચે ખેંચી હતી અને આગલી જ રાતે લેવ્રેટ્સ્કી વિષે તેની આગળ તેણે સારી એવી નિંદા પણ કરી હતી. એકંદરે, તે એને કોઈ માનીતા મહેમાન તરીકે ગણતી ન હતી; આ ઉપરાંત ઘરનો જ—કુટુંબનો જ એક માણસ છે, એમ વિચારી તેને માટે કશી પરવા કરવાનું પોતે ઉચિત ધાર્યું નહિ. એથી તો લેવ્રેટ્સ્કી થોડીવારમાં બેસી બગીચામાં ચાલ્યો ગયો.

ત્યાં લીઝા સાથે તે આંટા મારવા લાગ્યા. એમનાથી થોડે દૂર લેનોચ્કા અને શુરોચ્કા ફૂલનાં કૂંડાં સાથે રમતાં હતાં.

લીઝા રોજની જેમ શાંત ગંભીર હતી. પણ રોજ કરતાં તેના મોં પર ફિક્કાશ વધારે દેખાતી હતી. તેણે પોતાના ખીસ્સામાંથી છાપાની પેલી કાપલી કાઢી લેવ્રેટ્સ્કી સામે ધરી.

" બહુ ભયંકર સમાચાર છે." તે બોલી.

લૅવ્રેટ્સ્કીએ કશો ઉત્તર ન વાળ્યો.

" પણ, કદાચ આ સમાચાર સાચા ન યે હોય." ફરી લીઝા બોલી.

" એથી તો મેં તમને કોઈને એ વાત ન કરવા કહ્યું હતું."

લીઝા થોડુંક આગળ ચાલી.

" કહો- " તેણે પૂછ્યું: " તમને દુઃખ નથી થતું ? બિલકુલે નહિ ?"

" હું શું અનુભવું છું ને શું નહિ—મને પોતાને જ સમજ પડતી નથી." લૅવ્રેટ્સ્કીએ જવાબ વાળ્યો.

" પણ એક વખત તો તમે તેને ચાહતા હતા, ખરું ને ?"

" હા—ચાહતો હતો."

" પ્રાણપણે ચાહતા હતા ?"

" હા—પ્રાણપણે."

" અને છતાં તેના મૃત્યુ માટે તમને દુઃખ થતું નથી ?"

" મારે માટે તે આજની જ નહિ, પણ ક્યારની મરી ગયેલી છે."

" તમે અણઘટતું બોલો છો. મારા ઉપર ગુસ્સે ન થશો. તમે મને મિત્ર તરીકે સ્વીકારી છે. મિત્રને કડવું કહેવાનો હક્ક છે. ખરેખર, તમે આવું બોલો છો એ મને ભયંકર લાગે છે. ગઈ

કાલના તમારા મોઢાના ભાવ યે સારા ન હતા. યાદ છે, થોડા જ દિવસ પહેલાં તમે એને વિશે ખૂબ કઠોર રીતે બોલતા હતા? એ વખતે જ કહાય તે આ જગતમાં નહિ હોય! ખરેખર ભયંકર છે. જાણે તમને સજા કરવા માટે જ આમ ન બન્યું હોય, એમ મને લાગે છે."

લેવ્રેટ્સ્કી કઠોર રીતે હસ્યા.

"હજી તમે એવું માનો છો?—હું એ બાબાથી ક્યારનો મુક્ત થઈ ગયો છું." લેવ્રેટ્સ્કીએ કહ્યું.

લીઝા ધ્રૂજ્યા વિના ન રહી શકી.

"કૃપા કરી એવું ન બોલો. તમારી એવી મુક્તિ તમને શા ખપની છે? તમારે હવે ક્ષમા સિવાય બીજો કશો ખ્યાલ ન કરવો——"

"ક્ષમા તો મેં એને ક્યારની આપી દીધી છે." લેવ્રેટ્સ્કી અધિરાઈપૂર્વક બોલી ઊઠ્યા.

"ના, હું એમ નથી કહેતી," લીઝા બોલી. તેના મોં ઉપર લાલાશ તરવરી ઊઠી. "તમે મને બરાબર નથી સમજ્યા. તમારે પોતે ક્ષમા યાચવી જોઈએ—ક્ષમાપાત્ર બનવા મથવું જોઈએ."

"મારે કોની પાસે ક્ષમાપાત્ર થવાનું?"

"કોની પાસે? કેમ? ભગવાન પાસે. ભગવાન સિવાય બીજું કોણ ક્ષમાદાતા છે?"

લેવ્રેટ્સ્કીએ એનો હાથ પકડ્યો.

“ ઓહ ! લીઝાવેટા !” તે બોલ્યો: “ સાચું કહું છું–મને ક્યારની સજા થઈ ચૂકી છે. મેં ક્યારનો ય દંડ ભરી દીધો છે—મારું માનો તો.”

“ તમારાથી એમ નહિ કહી શકાય,” લીઝા અત્યંત ધીમા અવાજે બોલી: “ તમે ભૂલી જાવ છો. હજી થોડા જ દિવસ પહેલાં આપણે વાત કરતાં હતાં ત્યારે તમે જ કહેલું કે તમે એને ક્ષમા આપવા તૈયાર નથી.”

બંને જણે મૂગાં મૂગાં થોડીવાર ચાલ્યા કર્યું.

“ અને તમારી દીકરીનું શું ?” લીઝાએ એકાએક પ્રશ્ન કર્યો અને જરા અટકી.

લેવ્રેટ્સ્કી કંપી ઊઠ્યો.

“ ઓહ ! એની ચિંતા ન કરો. મેં એ વિષે લખી નાખ્યું છે. તમે કહો છો એમ, મારી દીકરીનું ભવિષ્ય સલામત રહે એવી વ્યવસ્થા મેં કરી દીધી છે. એ વિષે ચિંતા કરવાની જરૂર નથી.

લીઝાએ ખિન્નતાપૂર્વક સ્મિત કર્યું.

“ પણ તમે સાચું કહો છો; હું મારી મુક્તિને લઈ શું કરવાનો હતો. મને એનો શો ખપ ?” લેવ્રેટ્સ્કી બોલ્યો.

“ આ છાપું તમને ક્યારે મળ્યું ?” લીઝાએ જવાબ આપવાને બદલે સામો પ્રશ્ન કર્યો.

“ તમને પેલી વાર મળ્યો તેને બીજે જ દિવસે.”

“ અને તમે--તમે આંસુનું એક બિન્દુ ય પાડ્યું નથી ?”

"ના—હું કેવળ સૂનમૂન બની ગયો હતો. પણ શાને અર્થે મારે આંસુની ખોજ કરવાની રહી? ભૂતકાળ માટે? શું કામ? મારું જે કાંઈ હતું તે બધું તો આગમાં ભસ્મીભૂત બની ગયું છે. ખરું પૂછો તો એના વાંકે મારા સુખનો નાશ નથી કર્યો. એણે તો માત્ર મારી આંખો ઉઘાડી નાખી છે કે મારે માટે સુખ કદી નિર્માયું જ નથી. કહો, પછી મારે શાને અર્થે આંસુ સારવાનાં હોય? વળી—કોણ જાણે છે? કદાચ, પખવાડિયા પહેલાં આ સમાચાર મને મળ્યા હોત તો હું વધારે દુઃખી થયો હોત."

"પખવાડિયા પહેલાં?" **લી**ઝાએ પૂછ્યું: "પખવાડિયામાં એવું તે શું બન્યું કે આટલો બધો ફેર પડી ગયો?"

**લે**વ્રેટ્સ્કીએ પહેલાં તો કશો જ જવાબ ન આપ્યો. અને **લી**ઝાના મુખ ઉપર પહેલાંથી ય અધિક લાલાશ ફરી વળી.

"નક્કી–તમે સમજી લીધું લાગે છે." **લે**વ્રેટ્સ્કી ઓચિંતો બોલી ઊઠ્યો: "સ્ત્રીનું હૃદય પવિત્ર અને સ્વચ્છ હોય ત્યારે કેવું હોઈ શકે એનું ભાન મને આ પખવાડિયામાં થયું. અને મારો ભૂતકાળ હતો તેનાથી ય વધારે દૂર ચાલ્યો ગયો."

**લી**ઝા જરાક અસ્વસ્થ બની. અને **લે**નોચ્કા તથા **શુ**રોચ્કા તરફ વળી.

"પણ મને આનંદ થાય છે કે મેં તમને કાપલી બતાવી." **લે**વ્રેટ્સ્કી બોલ્યો અને તેની પાછળ ચાલ્યો. "તમારાથી કશું જ ન છુપાવવાની મને આદત પડવા લાગી છે. અને મને આશા છે કે તમે ય મારી સાથે એટલી જ સાહૃદયતાપૂર્વક વર્તશો."

"ખરેખર? તો–તો–જરૂર મારે વર્તવું જ રહ્યું." અને

જરા અટકી તે બોલી: 'પણ, ના. એ શક્ય નથી."

"શાથી? બોલો—મને કહો."

"મને એમ લાગે છે. ગમે તેમ,—" લીઝાએ લેવ્રેટ્સ્કી ભણી ફરી સ્મિતપૂર્વક કહ્યું: "અર્ધા વિશ્વાસનો શો અર્થ? તમને ખબર છે આજે મને પત્ર મળ્યો છે?"

"પેનશાઈનનો?"

"હા—પણ તમે શી રીતે ધારી લીધું?"

"અને તેણે તમારા હાથની માગણી કરી છે, ખરું?"

"હા—" લીઝાએ ગંભીર નયને લેવ્રેટ્સ્કી સામે સોંસરું જોતાં જવાબ આપ્યો.

લેવ્રેટ્સ્કી પણ એટલી જ ગંભીરતાપૂર્વક, એટલી જ સોંસરી રીતે લીઝા ભણી જોઈ રહ્યો.

"ઠીક—શો જવાબ તમે વાળ્યો?" આખરે લેવ્રેટ્સ્કીએ પૂછ્યું.

"શો જવાબ આપવો, મને સમજાતું નથી." લીઝાએ પોતાના બીડેલા હાથ છૂટા કરતાં જવાબ આપ્યો.

"એમ શાથી? તમને એ આદમી ગમે તો છે ને?"

"હા—મને ગમે છે. મને લાગે છે એ સજ્જન છે."

"ત્રણ દિવસ પહેલાં તમે આમ જ કહ્યું હતું. પણ મારે જે જાણવું છે તે તો એ છે કે, તમે એને ચાહો છો?—આપણે

જેને 'પ્રેમ' કહીએ છીએ તેવા પ્રબળ આવેશ અને આકર્ષણપૂર્વક ચાહો છો ?"

"જે અર્થમાં તમે બોલો છો એ અર્થમાં તો——ના."

"એટલે તમે એના પ્રેમમાં નથી, એમ જ ને ?"

"હા—પણ એવી તે કંઈ જરૂર છે ?"

"એટલે તમે શું કહેવા માગો છો ?"

"માતાજીને એ આદમી ગમે છે. તેઓ સુજ્જન છે. એમનામાં મારે કશો વાંક કાઢવાનો નથી." લીઝાએ જવાબ આપ્યો.

"અને તેમ છતાં તમે એના પત્રનો જવાબ આપતાં ખચકાઓ છો ?"

"હા—અને, કદાચ—તમે —ના, તમારા શબ્દો જ એના મૂળમાં છે. યાદ છે, પરમ દિવસે તમે શું કહ્યું હતું ? જવાદો, એ તો બધા મનની નિર્બળતા છે."

"ઓહ ! નિર્દોષ બાળક !" લેવ્રેટ્સ્કી આશ્ચર્યપૂર્ણ કંઠે, પણ ખૂબ ધીમેથી બોલી ઊઠ્યો. તેના કંઠમાં દર્દનો પ્રકંપ હતો: "આવા ખતરનાક ડહાપણમાં સંડોવાઈશ મા. તારા હૃદયના અંતરતમ ઉદ્‌ગારને નિર્બળતાને નામે વગોવીશ મા. પ્રેમ વિના આત્મ—સમર્પણ કરવાની અનિચ્છા દર્શાવનાર તારા હૃદયને વૃથા ડામીશ મા. જેને તું પ્રાણપણે ચહાતી નથી અને પરણીને તું જેની માલિકીની બનનાર છે એવા આદમીનો અંગીકાર કરવા જેવી ભયંકર જવાબદારી રખે તું ઊઠાવતી."

"હું તો માત્ર સમર્પણ કરી જીવીશ. કશી કોઈની જવાબદારી મારે માથે નહિ ઉઠાવું." લીઝાએ જવાબ આપ્યો.

"પ્રથમ સમર્પણ તારા હૃદયને જ કર. એમાંથી જ તને સત્ય લાધશે. જ્ઞાન, અનુભવ—એ બધાં તો માત્ર બાહ્ય અહંતાનાં લક્ષણો છે. પૃથ્વીભરમાં જેની સરખામણી નથી એવા તારા હૃદયના એક માત્ર સર્વોચ્ચ સ્વપ્નો તું હાથે કરીને ત્યાગ મા કર." લેવ્રેટ્સ્કી બોલી રહ્યો.

"તમે આમ બોલો છો, લેવ્રેટ્સ્કી? તમે પ્રેમ ઉપર મુસ્તાક બની લગ્ન કર્યું હતું—કહો તમે જ સુખી થયા!"

લેવ્રેટ્સ્કીએ પોતાના માથા ઉપર બંને હાથ મૂક્યા.

"ઓહ! મારી વાત ના કરો. નાનકડો, બીનઅનુભવી, તદ્દન વાહિયાત રીતે ઉછેરવામાં આવેલો એક છોકરો "પ્રેમ" એટલે શું સમજતો હશે એનો ખ્યાલ યે તમને નહિ આવે. છોડો એ વાત માણસે પોતાની જ જાતને શું કામ હંમેશાં ઉતારી પાડવી? મેં દમણાં જ ન કહ્યું—મેં કદી સુખ શું એ જાણ્યું જ ન હતું?" અને વળી જરા રહી બોલ્યો: "ના—હું સુખી થયો છું"

"મને લાગે છે—આપણું આ પૃથ્વી પરનું સુખ આપણા પોતાના ઉપર નિર્ભર નથી." લીઝા અતિશય નમ્રતાથી આ વાક્ય બોલી. જ્યારે જ્યારે સામા માણસના કરતાં જુદો અભિપ્રાય વ્યક્ત કરવો હોય ત્યારે તે હંમેશાં પોતાનો સૂર છેક નીચો કરી બોલતી.

"ના—ના—એ આપણા ઉપર નિર્ભર છે જ. આપણા ઉપર એનો ઘણો આધાર છે—" લેવ્રેટ્સ્કી લીઝાના બંને હાથ

પકડી જરા મોટેથી બોલ્યો. લીઝા ફીકી પડી ગઈ અને તેની તરફ ભય છતાં લાગણી પૂર્વક જોઈ રહી. "— જો આપણે આપણી જિંદગી બરબાદ ન કરીએ તો. હા—કેટલાકને માટે પ્રેમલગ્ન દુઃખી પણ નીવડે. પણ તમારે માટે નહિ—જેમનો આત્મા વિશદ છે અને જેમનો સ્વભાવ તમારા જેવો શાંત સ્વસ્થ છે તેને માટે તો નહિજ. હું તમને વિનવું છું કે પ્રેમ વિના—કેવળ ફરજ, આત્મત્યાગ અથવા તો એવાં બીજાં કોઈ કારણે કદી લગ્ન ન કરશો. એ તો નરી બિનવફાદારી, બિનસચ્ચાઈ જ નીવડશે—અને બીજું ઘણું ઘણું એમાંથી જ પરિણમશે. મારાં આ વચનો ઉપર વિશ્વાસ રાખજો. મને આટલું કહેવાનો અધિકાર છે —જે અધિકાર મેં અનેક અનેક ભોગોને અંતે પ્રાપ્ત કર્યો છે. અને જો તમારો ભગવાન—"

એ જ ક્ષણે લેવ્રેટ્સ્કીને ભાન આવ્યું કે લેનોસ્કા અને શુરોસ્કા બાજુમાં જ ઊભાં હતાં. અને તેના ભણી ભારે આશ્ચર્ય સહિત ટગી રહ્યાં હતાં. તેણે લીઝાના હાથ છોડી દીધા. અને બોલ્યો : "ક્ષમા કરજો." અને ઘર ભણી ચાલતો થયો.

પણ તરતજ પાછો ફરી બોલ્યો : "એક વાત તમને કહી લઉં. કશો નિર્ણય ઉતાવળે કરી ન લેશો. જરા ધીરજ રાખજો—મેં કહ્યું છે એના ઉપર ઊંડો વિચાર કરજો. અને માનો કે મારા શબ્દો તમારે ગળે ન જ ઊતરે, અને તમે જે ડહાપણની વાત કરી તે અનુસાર જ તમે પરણવાનું નક્કી કરો, તોય—કહું કે—મોન્શર પેન્શાઈન એને પણ લાયક નથી. તે તમારો સ્વામી થવાને યોગ્ય જ નથી. કંઈ નહિ તો, તમે ઉતાવળ નહિ કરો એટલું તો મને વચન આપો જ. આપશો ને?"

લીઝાને ઉત્તર આપવાનું મન થયું. પણ તે એક અક્ષર યે બોલી ન શકી--નહિ કે, તેણે ઉતાવળ કરી કોઈ પણ નિશ્ચય ઉપર આવી જવાનું નક્કી કર્યું હતું તેથી, પરંતુ તેનું હૃદય અત્યંત ઝડપથી ધબકી રહ્યું હતું અને કોઈ એક ભયની લાગણી જાણે તેનો શ્વાસ રૂંધી રહી હતી. એથી.

## ૨૭

**મેરિયાને** ત્યાંથી લેવેટ્સ્કી નીકળતો હતો ત્યાં પેનશાઇન સામો મળ્યો. તેની સાથે બિલકુલ ન છૂટકાનાં 'ગુડ બાય' કરી તે રસ્તે પડ્યો. અને મુકામે આવી એક ઓરડીમાં ભરાઈ ગયો. કદી નહિ અનુભવેલી એવી લાગણીઓ તે અનુભવી રહ્યો. હજી થોડા જ સમય પહેલાં પોતે 'શાંતિના સામ્રાજ્ય'માં હતો, એમ શું એણે પોતે જ ન હતું કહ્યું? 'જીવન સાગરને તળિયે અપાર શાંતિમાં આવી પડ્યો છું' એવું એણે પોતે જ ન હતું વિચાર્યું? તો પછી શાથી એની સ્થિતિ બદલાઈ ગઈ હતી? કોણે એને અગાધ અંતરતલમાંથી બહારની સપાટી ઉપર ખેંચી કાઢ્યો હતો? કોણે એને ઊંડી અંધકારમય શાંતિમાંથી દિવસના તેજભરપૂર કોલાહલમાં આણી મૂક્યો હતો? શું અનિવાર્ય પણ સર્વસાધારણ— સદાય અણધાર્યો એવો પ્રસંગ—મૃત્યુ જ આના કારણરૂપ હતો? હા. પણ એની પત્નીનું મૃત્યુ, અને પોતાની મુક્તિ એટલાં બધાં કારણરૂપ ન હતાં જેટલો એક બીજો જ નાનો અમથો દેખાતો પ્રશ્ન હતો—"**લી**ઝા પેનશાઇનને શો જવાબ આપશે?"

એને લાગ્યું કે છેલ્લા ત્રણ દિવસથી તે **લી**ઝાને જુદી જ આંખોએ જોતો થયો હતો. પેલે દિવસે ઘેર આવતાં રાત્રીની નીર-

વતમાં જ્યારે તે લીઝાનો વિચાર કરી રહ્યો હતો ત્યારે પોતે પોતાને કહ્યું હતું—'જો—' એ એને યાદ આવ્યું. આ 'જો—' નો ઉપયોગ તેણે તે વખતે તો માત્ર ભૂતકાળ પૂરતો જ કર્યો હતો, એ વખતે જે અશક્ય હતું એને માટે કર્યો હતો, તેજ આજે સત્ય હકીકતને માટે વપરાઈ રહ્યો હતો—અલબત્ત, એ વખતે એણે કલ્પના કરી હતી, તેવી જ સ્થિતિ માટે નહિ. મુક્તિ—સ્વતંત્રતાનો હવે તેને મન કશો અર્થ ન હતો.

'જરૂર તે તેની માતાનું કહ્યું માનશે. જરૂર તે પેનશાઇન સાથે લગ્ન કરશે. પણ માન કે એ ના પાડે, તો ય એથી તારી સ્થિતિમાં શો ફેર પડવાનો હતો?' આમ વિચાર કરતો તે આંટા મારી રહ્યો હતો. એવામાં સામે જડેલા એક મોટા અરીસા પાસે જઈ પહોંચતાં, પોતાનો ચહેરો એમાં જોતાં તેણે અસ્વસ્થતાપૂર્વક ખભા હલાવ્યા.

આમ, વિચારમાં ને વિચારમાં દિવસ તો જલદી પસાર થઈ ગયો. સાંજ પડી ને વળી પાછો તે મેરિયાને ત્યાં ગયો. ઘર પહોંચતાં સુધી તે ખૂબ ઉતાવળો ચાલ્યો પણ પછી એની ગતિ ધીમી પડી. પેનશાઇનની ગાડી બારણે ઊભી જ હતી. 'ભલે—' લેવ્રેટ્સ્કીએ વિચાર કર્યો: 'હું સ્વાર્થી નહિ બનું "

અંદર દાખલ થતાં કોઈ દેખાયું નહિ. વચલા ખંડમાં શાંતિ જણાતી હતી. તેણે બારણું ઉઘાડયું તો મેરિયા અને પેનશાઇન પત્તાં રમી રહ્યાં હતાં. પેનશાઇને તેને જોતાં મૂક નમસ્કાર કર્યા, જ્યારે મેરિયાએ જરા ભવાં ઊંચાં કરી કહ્યું: "કંઈ અણધારી મહેરબાની?"

લેવ્રેટ્સ્કી એની પાસે બેઠો અને રમત જોઈ રહ્યો.

"કેમ તને ય આ રમત તો આવડતી હશે?" મેરિયાએ કટાક્ષપૂર્વક પૂછ્યું. પણ એમ કરવા જતાં પોતે જ ખોટું પાનું ઊતરી હતી એનું તેને ભાન થયું.

પેનશાઈન બાજી ઉપર બાજી જીતતો ચાલ્યો. તેના મોં ઉપર વિજયની ગંભીરતા અને પ્રભાવશીલતા હતી. કુનેહવાળા લોકો આમ જ રમે—એવું જાણે તે કહી રહ્યો હોય એમ લાગતું હતું. આ કુનેહ અને દક્ષતાને જોરે તો તેણે પિટર્સબર્ગ આખામાં નામના અને પ્રતિષ્ઠા મેળવી હતી.

"માર્ફાને અત્યારે મળી શકાશે ને?" લેવ્રેટ્સ્કીએ પૂછ્યું. પેનશાઈન પહેલાં કરતાં પણ વધારે દબદબાપૂર્વક પાનાં રમી રહ્યો હતો. આ વખતે તેનામાં કલાકારની તો એક રેખા ય નજરે ચઢતી ન હતી.

"જો—ઉપર એના ખંડમાં હશે—ત્યાં તપાસ કરજે." મેરિયાએ જવાબ આપ્યો.

લેવ્રેટ્સ્કી ઉપર ગયો. ત્યાં માર્ફા પણ પાનાં રમી રહી હતી. તે નસ્ટાસિયા સાથે રમતી હતી. રોસ્કા તેની સામે જોઈ બસી. પણ આ બંને સ્ત્રીઓએ તેને ભાવપૂર્વક આવકાર્યો. માર્ફા ભારે ખુશમિજાજમાં જણાતી હતી.

"આવ બેસ, લેવ્રેટ્સ્કી. આ હમણાં રમવાનું પતાવીએ છીએ. શુરોચ્કા, એને સ્ટ્રૉબેરીઝની* છાબ આપ તો. કેમ, નહિ લે, બિલકુલ? તો ભલે, બેસ હમણાં ત્યાં જ. પણ જો બીડી ફૂંકીશ નહિ. તારી તમાકુ તો બહુ કડક છે, સહેવાતી નથી. છીંકછીંક લાવશે."

* એક પ્રકારનાં ફળ

લેવ્રેટ્સ્કીએ તરત જ કહ્યું: "હમણાં તો પીવાની ઈચ્છા જ નથી."

"કેમ, નીચે જઈને આવ્યો કે?" વૃદ્ધાએ પૂછ્યું: "કોણ કોણ નીચે હતું? પેનશાઈન જ્યારે ને ત્યારે ચોંટેલો જ હોય છે, નહિ? પણ તું લીઝાને મળ્યો કે? નથી મળ્યો? એ અહીંયાં આવવાની તો હતી. વાહ!—આ બોલતાં વેંત આવી જ છે તો."

લીઝા અંદર આવી. લેવ્રેટ્સ્કીને જોતાં તેના મોં ઉપરનો રંગ બદલાયો.

"હું એક મિનિટ માટે જ આવી છું." માર્ફાને ઉદ્દેશી તે બોલી.

"મિનિટ માટે જ શું કામ?" વૃદ્ધાએ પૂછ્યું: "તમે બધાં જુવાનિયાં આમ ચકળવકળ શું કામ રહ્યા કરો છો? જો તો ખરી, મારે ત્યાં મહેમાન આવ્યો છે. એની સાથે વાતો કર; બેસ તો ખરી."

લીઝા ખુરસીની છેક કિનારે બેઠી અને લેવ્રેટ્સ્કી ભણી જોઈ રહી. તેને પોતાની પેનશાઈન સાથેની મુલાકાતનો અંત કેવી રીતે આવ્યો હતો તે કહેવાની ઉત્કટ ઈચ્છા થયા વિના ન રહી. પણ કહેવું કેવી રીતે? તેને સંકોચ પણ થયો અને તે મૂંઝાઈ પણ ખરી. આ માણસ સાથે તો હજી કેટલા ઓછા દિવસનો પરિચય ગણાય! અને જે માણસ કદી દેવળે જતો નથી, એટલું જ નહિ પણ, જે પોતાની પત્નીના મૃત્યુને આટલી બધી તટસ્થાતાપૂર્વક સહી રહ્યો છે—તેવાની સાથે આવી બધી વાતો કરવી!—આમ વિચારતી છતી તે એ જ માણસ સાથે બધી ગુપ્ત વાતો ય કરી રહી હતી. એ વાત ખરી હતી કે તે પણ એનામાં રસ લેતો હતો; અને પોતે તેના

ઉપર વિશ્વાસ પણ મૂકી શકી હતી; એટલું જ નહિ પણ એના ભણી ખેંચાઈ રહી હોય એમ પણ અનુભવતી હતી. અને આ બધું છતાં તેને એક પ્રકારનો સંકોચ થઈ રહ્યો હતો—જેમ જાણે તેના એકાંતવાસમાં કોઈ અજાણ્યો ઘૂસી ગયો ન હોય!

**મા**ર્ફી તેની વહારે ધાઈ.

"વાહ! તું આને વાતો કરી આનંદ નહિ કરાવે તો બિચારાનું છે કોણ કે એને જરા ખુશ રાખશે? હું તો ઘરડી છું; મારે માટે તો એ બહુ ચતરો જુવાન ગણાય. અને આ **ન**સ્ટાસિયાને તો એ બહુ ઘરડો લાગે છે. એને તો જુવાન છોકરાજ ગમે છે."

"ઠીક તો—હું પિયાનો વગાડું—એમને ગમે તો." **લી**ઝાએ કહ્યું.

"ખૂબ સુંદર. તું ય બહુ ચતરી જણાય છે." **મા**ર્ફી બોલીઃ જા, નીચે જા, મારી દીકરી. પતે એટલે પાછાં આવજે. લો, હું તો આ બાજીમાં હારી. મારે ય સારું વાળવું પડશે ને!"

**લી**ઝા તથા **લે**વ્રેટ્સ્કી ઊભાં થયાં. નીચે જતાં જતાં જ **લી**ઝા બોલીઃ "એ સાચું છે કે માણસનું દિલ કંઈ કેટલાય વિરોધાભાસોથી ભરેલું હોય છે. તમારા દૃષ્ટાંતે મને ચોંકાવવી જોઈતી હતી—પ્રેમલગ્ન ઉપરનો બધો વિશ્વાસ ઊડી જવો જોઈતો હતો—પણ તેમ છતાં——"

"તમે એને ના પાડી દીધી?" **લે**વ્રેટ્સ્કી વચ્ચે બોલી ઊઠયો.

"ના. પણ હજી 'હા'એ નથી પાડી. મેં એમને મારા દિલની બધી વાત કરી થોડુંક થોભી જવા કહ્યું છે. બોલો, તમને સંતોષ થયો ને?" સ્મિત કરતાં તેણે પૂછ્યું. અને સરસરાટ દાદરો ઊતરી પડી.

"શું વગાડું ?" પિયાનો ઉઘાડતાં તેણે પૂછ્યું.

"જે ગમે તે." લીઝાને જોઈ શકે તેવે સ્થળે બેસતાં લેવ્રેટ્સ્કી બોલ્યો.

લીઝાએ શરૂ કર્યું. અને થોડા વખત સુધી તો આંગળી ઉપરથી દૃષ્ટિ ઊંચી જ ન કરી. આખરે તેણે લેવ્રેટ્સ્કી સામું જોયું અને બજાવવું બંધ કર્યું. લેવ્રેટ્સ્કીના મુખભાવો તેને અત્યંત વિચિત્ર અને રોજથી નિરાળા લાગ્યા.

"કેમ શું છે?" લીઝાએ પૂછ્યું.

"કંઈ જ નથી. અત્યારે તો માત્ર આનંદ જ છે. તમારી હાજરીમાં મને સુખ થાય છે—તમારા મોં સામે જોવામાં મને આનંદ આવે છે. તમે તમારે વગાડ્યે જાવ."

થોડી વાર રહી લીઝા બોલી: "મને લાગે છે કે જો તે મને ખરેખર ચાહતા હોત તો આવો કાગળ ન લખત. એમને એમ સમજવું જોઈતું હતું કે હું તત્કાળ જવાબ ન યે આપી શકું."

"એ કંઈ મહત્ત્વનો સવાલ નથી. એ ચાહે છે કે નહિ એ વાત ગૌણ છે. મુખ્ય તો, તમે એને નથી ચાહતાં, એ વાત છે."

"એવું તમે શું બોલો છો? તમે એવું બોલો છો ત્યારે— તમારી મૃતપત્નીની યાદ મને સતાવે છે અને મને તમારો ભય લાગે છે."

આજ ક્ષણે મૅડમ મેરિયા પેનશાઈનને પૂછી રહી હતી: "મારી લીઝા સુંદર વગાડે છે, નહિ?"

"વાહ! અત્યુત્તમ" પેનશાઇન જવાબ આપતો હતો.

મૅડમ મેરિયાએ તેના જુવાન ખેલાડી ભાગીદાર સામે જોયું. પણ તેણે પહેલાંથી ય અધિક મોટાઈ અને ગંભીરતા મોં ઉપર ધારણ કરી પાનાં હાથમાં ફેરવતાં ઉચ્ચાર્યું: 'ચૌદ બાદશાહ.'

૨૮

**લેવેટ્સ્કી** કંઈ બાળક ન હતો. **લીઝાએ** તેનામાં જન્માવેલી લાગણી કયા પ્રકારની હતી તે વિષે પોતાને વધુ વખત ભ્રમમાં રાખી શક્યો નહિ. તે દિવસે તેને ખાત્રી થઈ ચૂકી કે પોતે તેના પ્રેમમાં હતો. અલબત્ત, આ સભાનતાએ તેને બહુ આનંદ આપ્યો નહિ.

'પણ આ પાંત્રીસ વરસની વયે આ હૃદય ફરી એક નારીને શરણે ઢાળવું શું શક્ય છે?—ના, ના, **લીઝા** પેલીના જેવી નથી. **લીઝાએ** પેલીના જેવું અપમાનજક વર્તન ન જ કર્યું હોત. તેણે મને વેપારધંધામાંથી આમ રઝળાવ્યો ન હોત. આણે તો પ્રામાણિક કાર્ય માટે ઊલટી પ્રેરણા આપી હોત; અને અમે કોક વધારે ઉમદા ધ્યેય પ્રતિ પ્રયાણ કર્યું હોત. પણ હવે શું?—હવે એ બધું શા કામનું? આજે તો **લીઝા** મારી સાથે એક ડગલું ય ભરવા તૈયાર નથી! એણે તે દિવસે ન હતું કહ્યું કે એને મારો ભય લાગે છે? હા—એ પેનશાઈન સાથે પ્રેમમાં નથી, એ સાચું, પણ એ કંઈ બહુ મોટું આશ્વાસન નથી.' લેવેટ્સ્કી મનોમન વિચારી રહ્યો.

બીજી સવારે તે પાછો પોતાને ગામ ગયો. પણ ત્યાં પૂરા ચાર દિવસ પણ ન રહી શકયો. એટલું બધું કંટાળાભર્યું ત્યાંનું જીવન એને લાગ્યું. વળી તે આશંકાથી વ્યથિત બની રહ્યો હતો. જુલીએ પ્રગટ કરેલા સમાચાર સાચા હતા કે નહિ તેની ખાત્રી હજી થઈ શકી ન હતી. હજી કોઈ પત્ર આવ્યો ન હતો.

વળી પાછો તે નગરમાં ગયો અને સાંજ તેણે મેરિયાને ત્યાં જ ગાળી. તે સહેજે જોઈ શકયો કે મેડમ મેરિયાને તેની સામે ભંભેરવામાં આવી હતી. પણ તેની સાથે પત્તાં રમી પંદરેક રુબલ હારી જઈ તે તેની ઉશ્કેરણીને હળવી તો પાડી શકયો. એટલું જ નહિ પણ આગલી જ રાતે લીઝાને, આવા માણસ સાથે એકાંતમાં બહુ હળવાભળવાનું ઠીક નથી એવી સૂચના આપવામાં આવી હોવા છતાં આજે તે જ માણસ, આ રુબલને જોરે જ તો, અરધો-એક કલાક લીઝા સાથે એકાંતે વાતો કરવાની ગોઠવણ કરી શકયો.

તેને લીઝામાં પરિવર્તન થયેલું દેખાયું. તે વધુ વિચારમય બની હોય એમ જણાયું. પોતાને દેવળે જતી અટકાવવા માટે આજે તેણે લેવ્રેટ્સ્કીને ઠપકો આપ્યો. અને કાલે રવિવારે દેવળે આવવા ખાસ આગ્રહ કર્યો.

લેવ્રેટ્સ્કી જવાબ આપે તે પહેલાં ફરી તે બોલી: "જરૂર આવજો. આપણે મૃતાત્માની શાંતિ અર્થે ભેગાં પ્રાર્થના કરીશું." પછી તેણે પેનશાઈનને શો જવાબ આપવો તેની મુંઝવણની વાત કરી. લાંબો વખત સુધી તેને રાહ જોવડાવવાનો પોતાનો અધિકાર હતો કે નહિ, તે ય તેને સમજાતું ન હતું.

"શું કામ નહિ?" લેવ્રેટ્સ્કીએ પૂછ્યું.

"કેમકે.........આજથી જ મને શંકા થવા બેઠી છે કે એ નિર્ણય કોણ જાણે કેવોક હશે."

પછી તેણે માથું દુઃખતું હોવાનું કહી લેવેટ્સ્કી સાથે હાથ મિલાવી રજા લીધી.

બીજે દિવસે લેવેટ્સ્કી સવારની પ્રાર્થનામાં ગયો. તે ત્યાં પહોંચ્યો ત્યારે લીઝા અંદર દેવળમાં જ હતી. તેણે તેને જોઈ. જો કે, લીઝાએ ક્યાંય બીજે દૃષ્ટિ ન કરી. તે નિમગ્ન બની પ્રાર્થના કરી રહી હતી. તેની આંખો શાંત તેજથી ચમકી રહી હતી. તેણે છેલ્લું નમન કરી શિર ઊંચું કર્યું.

લેવેટ્સ્કીને લાગ્યું કે લીઝાએ તેને માટે ય પ્રાર્થના કરી હતી. અને એક વિચિત્ર ઊર્મિથી તેનું હૃદય ભરાઈ ગયું. ચોપાસ ગંભીરતાપૂર્વક ઊભેલાં માનવીઓ, પરિચિત ચહેરાઓ, એકસૂરિલી પ્રાર્થના, ધૂપની ખુશબો, બારીઓમાંથી પ્રવેશતાં લાંબાં કિરણો, દિવાલો અને કમાનોની નિશ્ચલતા—આ બધાંએ તેના દિલ ઉપર અસર કરી. દેવળમાં આવ્યે તેને ઘણો લાંબો સમય થઈ ગયો હતો. ઘણે બધે વખતે આજે તેણે ઈશ્વરપ્રતિ પોતાના વિચારો પરોવ્યા હતા. અલબત્ત, હજી આજે ય તેણે પ્રાર્થનાનો એકે શબ્દ ઉચ્ચાર્યો ન હતો—મનમાં મનમાં શબ્દરહિત પ્રાર્થના ય તેણે કરી ન હતી. તેમ છતાં, ઊંડે ઊંડે, એક ક્ષણ માટે તો તે ભગવાનની આગળ પ્રણિપાત કરી ચૂક્યો હતો. તેને યાદ આવ્યું કે નાનપણમાં તે એટલી બધી પ્રાર્થના કરતો કે જ્યારે તેને તેના કપાળે કોઈનો દિવ્યસ્પર્શ થયાનો અનુભવ થતો ત્યારે જ તે ઊઠતો. એ વખતે એને લાગતું કે, તેના વડવા ફિરસ્તારૂપે આવી તેને આશીર્વાદ આપી જતા હતા.

તેણે **લી**ઝા ભણી જોયું. " તું જ મને આ સ્થળે લઈ આવનાર છે." તે બબડયો: " સ્પર્શ કર—મારા આત્માને જાગ્રત કર."

દરમિયાન **લી**ઝા મૂંગી મૂંગી પ્રાર્થના કરી રહી હતી. તેનું મુખ વધારે ઉજ્જવળ અને આનંદિત હતું. તેણે પોતાના અને બીજા એકના આત્મા માટે ક્ષમાયાચના કરી.

તેઓ બહારના ચોગાનમાં મળ્યાં **લી**ઝાએ સુખની ઊંડી લાગણી સહિત મિત્રાચારી ભરી દૃષ્ટિએ તેને આવકાર્યો. સૂર્યરાજે દેવળના ચોગાનમાંના તાજા તૃણપલ્લવોને તથા સ્ત્રીઓના વિવિધ રંગી પોશાકો તથા રુમાલોને સુવર્ણિત કર્યા. આસપાસના દેવળોના ઘંટાઓના ઘેરા અવાજે આકાશને મુખરિત કર્યું. ચકલીઓ દિવાલો પર બેસી ચીંચીં કરી રહી.

**લે**વેટ્સ્કી સ્મિત કરતો ખુલ્લે માથે **લી**ઝા પાસે ઊભો રહ્યો. પવનની લહેરો **લી**ઝા અને તેના વાળ સાથે રમત કરતી વહી ગઈ. તેણે **લી**ઝા તથા **લે**નોચ્કાને ગાડીમાં બેસાર્યાં. પોતાની પાસે હતું તે બધું પરચુરણ ગરીબોને આપી દીધું અને પછી તે ઘર ભણી ઘોડું હંકારી ગયો.

## ૨૯

હવે પછીના દિવસો લેવેટ્સ્કી માટે ઘણા ભારે નીવડ્યા. હમેશ તાવની ઝણુઝણાટીમાં જીવતો હોય એમ લાગવા માંડ્યું. રોજ સવારે પોસ્ટઓફિસે જતો અને ટપાલ તથા છાપાં લઈ ઘેર આવતો. પરંતુ એકેમાંથી પેલી વાતને સાચી કે ખોટી ઠેરવતા સમાચાર પ્રાપ્ત થતા ન હતા. એ વાતના સાચાખોટા ઉપર પોતાનો ભવિષ્યનો આધાર હતો એમ એને લાગતું. કેટલીક વાર તેને પોતાની જ જાતનો કંટાળો આવતો.

'હું તે કેવુંક પ્રાણી છું !—જેમ બાજ લોહીની આરતમાં ટાંપી રહે એમ હું મારી પત્નીના મૃત્યુના સમાચાર માટે ટાંપી રહ્યો છું !' તેણે વિચાર્યું.

તે રોજ મેરિયાને ત્યાં જતો. પણ ત્યાંય એને જંપ વળતો નહતો ઘરની શેઠાણી—મેરિયા એની સાથે સારો સંબંધ રાખતી ન હતી અને નિરુત્સાહભાવે તેની સાથે વર્તતી. પેનશાઇન વધારે પડતી નમ્રતા, સભ્યતા અને સજ્જનતા બતાવતો. લેમ તો જાણે માણસ જાતને જ ધિક્કારતા થઈ ગયા હોય એમ "ગુડ મોર્નિંગ"નો

જવાબ યે ભાગ્યે જ આપતા. અને સૌથી ભયંકર તો એ હતું કે લીઝા જ તેને દૂર રાખવા ઇચ્છતી હોય એવો ભાસ થતો હતો. જ્યારે જ્યારે તે તેની સાથે એકલી પડતી ત્યારે ત્યારે પહેલાંની જેમ સરળ વ્યવહાર કરવાને બદલે કશીક અકળામણ વ્યક્ત કરતી હોય એમ લાગતું. એવે પ્રસંગે શી વાત કરવી તેની જાણે લીઝાને સૂઝ પડતી ન હતી.

આ થોડા દિવસમાં તે કેટલી બધી બદલાઈ ગઈ હતી! તેના આચારવ્યવહારમાં, તેના અવાજમાં, તેના હાસ્ય સુદ્ધાંમાં એક પ્રકારની ગુપ્ત અસ્વસ્થતા વ્યકત થઈ જતી હતી—પહેલાંની એકધારી શાંત સ્વસ્થતાથી સાવ ઊલટી જ! તેની માતા, એક આબાદ અહંવાદની જેમ આ ફેરફાર જોઈ જ શકતી નહિ, કંઈ શંકા સુદ્ધાં કરતી નહિ. પરંતુ માર્ફાની આંખે કશું અછતું ન રહ્યું. તેણે વિશેષ મમતા અને કાળજીપૂર્વક લીઝાની સંભાળ રાખવા માંડી.

લીઝાને પેલી છાપાની કાપલી બતાવવા માટે લેવ્રેટ્સ્કી પોતાની જાતને ઠપકો દઈ રહ્યો. તેને હવે સમજાયા વિના ન રહ્યું કે પોતાની અત્યારની લાગણીમાં જ એવું કંઈક હતું જે અત્યંત સુકોમળ ચિત્તને આઘાત કર્યા વિના ન રહે. વધુમાં તેને એમ પણ લાગ્યું કે લીઝાને પોતાને જ પૅનશાઇનને શો ઉત્તર વાળવો તેની સમજ પડતી નથી અને એના હૃદયમાં તે વિષે એક ભારે અથડામણ ચાલી રહી છે, એ પણ આ પરિવર્તનનું એક કારણ છે.

એક દિવસ લીઝાએ લેવ્રેટ્સ્કીને એક કિતાબ આપી. થોડા દિવસ પહેલાં પોતે જ તેની પાસેથી તે વાંચવા માગી હતી.

"કેમ વાંચી નાખી?" લેવ્રેટ્સ્કીએ પૂછ્યું.

"ના, હમણાં મને વાંચવા કરવાનું મન થથી." એમ બોલી તે ચાલી જવા કરતી હતી.

"જરા થોભો" લેવ્રેટ્સ્કી બોલ્યો. "ઘણા દિવસ થઈ ગયા. તમારી સાથે કંઈ વાત નથી કરવા પામ્યો. તમને મારી બીતિ લાગતી હોય એમ મને લાગે છે. ખરું છે?"

"હા."

"શાથી?"

"કોણ જાણે!"

લેવ્રેટ્સ્કી ક્ષણવાર કંઈ જ બોલ્યો નહિ.

"બોલો, તમે કંઈ નિર્ણય કર્યો કે નહિ?" ફરી તેણે પૂછવા માંડયું.

"એટલે તમે શું પૂછવા માગો છો?" લીઝાએ જમીન ઉપર જ દૃષ્ટિ ફેરવીને પૂછ્યું.

"મને લાગે છે, તમે મારો પ્રશ્ન તો સમજ્યાં છો."

લીઝાનો ચહેરો લાલ થયો.

"મને કશું પૂછશો નહિ. હું કંઈ જાણતી નથી. મને મારી પોતાની જ સમજ પડતી નથી." લીઝાએ જરા આવેશમાં આવતાં બોલી નાખ્યું. અને તે ચાલી ગઈ.

બીજે દિવસે જમ્યા બાદ લેવ્રેટ્સ્કી પાછો આવી પહોંચ્યો. સાંજની પ્રાર્થના માટેની તૈયારીઓ થઈ રહી હતી. ખૂણામાં દેવ-દેવીઓનાં ચિત્રો ને મૂર્તિઓ ગોઠવેલી હતી. એની આગળ મીણ-બત્તીઓ સળગતી હતી.

વચલો ખંડ શાંત, ખાલી અને અંધારો હતો. લેવેટ્સ્કીએ તપાસ કરી કે આજે કોઇનો જન્મદિન છે કે શું. જવાબમાં તેને ખબર પડી કે ના એવું તો કંઇ નથી પણ લીઝા તથા માર્ફીની ખાસ ઇચ્છાથી આજે પ્રાર્થનાનો સમારંભ રાખવામાં આવ્યો છે.

થોડીવારમાં પાદરી એક મદદનીશ સાથે આવી પહોંચ્યો. સ્ત્રીઓ બધી બહાર આવી અને આશીર્વાદ માટે ઊભી રહી. લેવેટ્સ્કીએ સૌને મૂંગાં મૂંગાં નમન કર્યું ને સૌએ તેને સામું નમન કર્યું.

પાદરીએ થોડીવાર ઊભા રહી પૂછ્યું: "કેમ શરૂ કરું કે?" અને તેણે ખાંસી ખાધી.

"શરૂ કરો, પાદરીજી." મેરિયાએ જવાબ આપ્યો.

પાદરીએ તેનો ઝભ્ભો પહેરવા માંડયો. મદદનીશે થોડાક દેવતા આણવા કર્યું. ધૂપની સુગંધ આમોદવામાં ફેલાઇ ગઇ. નોકરચાકરો પણ અંદરની ઓરડીઓમાંથી બહાર આવી બારણા આગળ ઊભાં. રોસ્કા જે કદી પણ મેડીએથી આજ લગી નીચી ઊતરી ન હતી તેણે પણ આજે તો દેખા દીધી. નોકરોએ એને હાંકી મૂકવા પ્રયત્ન કર્યો પણ તે ભાગી ભાગીને પાછી ત્યાં જ આવી સૂઇ જતી.

પ્રાર્થના શરૂ થઇ. લેવેટ્સ્કી એક ખૂણામાં જઇ બેઠો. એની અત્યારની લાગણીઓ કળાય નહિ તેવી, છતાં દર્દભરપૂર હતી. એને પોતાને જ પોતે શું અનુભવી રહ્યો છે તેની પૂરી ખબર પડતી નહોતી. મેરિયા સૌની આગળ ઊભી હતી. તેની પાછળ આરામ ખુરસી પડેલી હતી. પોતાની મોટાઇનો ખ્યાલ આપે તે રીતે તે

બેપરવાઈપૂર્વક, ભારેખમ બની ક્વચિત્ તે ચોતરફ નજર નાખતી અને પછી ઊંચે છત ભણી જોઈ રહેતી. આ બધો દેખાવ તેને જાણે કંટાળો આપી રહ્યો હતો.

**માર્ફા** જાણે ઘણા કામમાં હોય એમ લાગતું હતું. **નસ્ટાસિયા**એ જમીન ઉપર પડી પ્રણામ કર્યાં અને નમ્રતાપૂર્વક તે ઊભી થઈ. **લીઝા** તો ઊભી હતી ત્યાં જ તેવી ને તેવી ઊભી રહી. તેની એકાગ્રતા જોતાં લાગતું હતું કે તે તન્મય બની પ્રાર્થના કરી રહી હતી.

પ્રાર્થના પૂરી થતાં મેરિયાએ સૌને ચા માટે આમંત્ર્યાં. પાદરીએ અનેક પૂજન-પાઠોની વાતો કરી, દક્ષિણાની વાતો કરી, દાનની વાતો કરી. અને ચાર કપ ચા પીધી.

**લેવ્રેટ્સ્કી**એ **લીઝા**ની પાસે બેસવા પ્રયત્ન કર્યો. પણ **લીઝા**એ એના ભણી દૃષ્ટિ સુદ્ધાં ન કરી. જાણે ઇરાદાપૂર્વક તે તેને ઉપેક્ષી રહી હતી. **લેવ્રેટ્સ્કી**ને હસવાનું અને કાંઈક મશ્કરી કરી હળવા બનવાનું મન હતું પણ એના હૃદયે એમાં સાથ ન આપ્યો. અને ગુમ અમૂંઝણની સ્થિતિમાં તે ઘેર ગયો. **લીઝા**ના મનને તે અત્યારે સમજી શક્યો ન હતો.

બીજે એક પ્રસંગે **લેવ્રેટ્સ્કી** વચલા ખંડમાં બેઠો હતો. **સર્જિયસ**નાં ગપ્પાં ચાલી રહ્યાં હતાં. એવામાં એકાએક નજર ફેરવતાં તેણે **લીઝા**ની પોતા ઉપર ચોંટેલી દૃષ્ટિ નિહાળી. કોઈક કોયડાનો, રહસ્યનો ઉકેલ લાવવા મથતી એ આંખો હતી.

આખી રાત લેવેટ્સ્કી એ આંખોને યાદ કરતો પડી રહ્યો. એનો લીઝા પ્રત્યેનો પ્રેમ એક જુવાન છોકરા જેવો ન હતો, સાથે સાથે એની ઉંમરને અનુરૂપ યે ન હતો કે તે નિઃસાસા નાખી જીવનને વલોવી નાખે. અને સાથે જ કેવળ આવેશભરી વાસના જ આ પ્રેમમાં ન હતી.

પણ પ્રેમ માનવીને તેની કોઈપણ ઉંમરે વલોવી નાખી શકે છે—લેવેટ્સ્કી એનાથી પૂરો ટેવાઈ ઘડાઈ રહ્યો હતો.

૩૦

નિત્યક્રમ અનુસાર આજે લેવ્રેટ્સ્કી મેરિયાને ત્યાં આવ્યો હતો. ગઈ કાલની સંધ્યા પછી આજે ઉષ્ણતાભરી અંધાર પ્રકાશી રહી હતી. આનંદમાં આવી મૅડમ મેરિયાએ પવન પ્રત્યેનો પોતાનો અંધો અણગમો ભૂલી જઈને આજે તો બગીચા તરફ પડતાં બધાં બારી બારણાં ઉઘડાવી નાખ્યાં હતાં. અને આજે પોતે પાનાં રમનાર નથી—આવી અફલાતુન ઋતુમાં કુદરતની સુંદરતાનો ઉપભોગ કરવાને બદલે પાનાં રમવાં એ પાપ છે—એવી જાહેરાત તે કરી ચૂકી હતી.

પેનશાઈન સંધ્યાની મનોહરતા ઉપર મુગ્ધ બની, કલામય આવેશનો ધોધ હૃદયમાં વહેતો અનુભવી કંઈક ગાવાને તલસી રહ્યો હતો, પણ લેવ્રેટ્સ્કીની હાજરી તેને નડતી હતી. એટલે એણે કાવ્યવાંચનમાં ચિત્ત પરોવ્યું. પહેલાં તો ઊર્મિગીતો—મસ્ત કાવ્યો વાંચ્યાં. પણ પછી એનાથી શરમાતો હોય એમ તેણે બીજાં કાવ્યો શરૂ કર્યાં. અને પોતાનું ચાલે તો આ દેશની સુરત કેવી રીતે બદલી નાખે, જુવાનિયાનાં વેવલાં દિમાક કેમ ફેરવી નાખે એના વિચારમાં તે ખેંચાયો. અને ધીમે ધીમે તેણે મોટેથી બોલવું શરૂ કર્યું.

"રશિયા યુરોપથી પાછળ પડી ગયું છે. એને સાથે લાવ્યા વિના છૂટકો નથી. આપણને કહેવામાં આવે છે કે રશિયા જુવાન શક્તિભરપૂર દેશ છે. બિલકુલ વાહિયાત. આપણા જુવાનિયાઓમાં કશો દમ નથી. નવી નવી શોધો કરવાનો તેમનો સ્વભાવ નથી, એ જ સૌથી મોટી વાત છે. અને એથી જ આપણે ઇચ્છીએ કે ન ઇચ્છીએ, પણ બીજાના અનુકરણમાં જ જીવીએ છીએ.

"આપણે રોગીષ્ટ છીએ, એમ કહેવાય છે. એ વાત સાચી છે. પણ આપણે રોગીષ્ટ છીએ કેમકે આપણે અર્ધ યુરોપિયન બન્યા છીએ. આપણા સર્વોત્તમ વિચારકો આ જ વાત કબૂલે છે. ખરી રીતે પૂછો તો, બધા લોકો સરખા જ હોય છે. સારી સંસ્થાઓ, સારા રિવાજો દાખલ કરો, એટલે બધું સારું ઊતરશે. અલબત્ત, અત્યારની રાષ્ટ્રની સ્થિતિ કેટલેક અંશે આડે આવશે. પણ એ તો આપણી ફરજ છે—આપણી 'સ્ટેટસમેનો'ની ફરજ છે—જે લોકો જાહેર સેવામાં એટલે કે સરકારી નોકરીમાં પડ્યા છે એ તમામની ફરજ છે. પણ પ્રસંગ આવતાં આપણે અસ્વસ્થ ન બનવું ઘટે. નવી સંસ્થાઓ ને પ્રથાઓ જ નવા જીવનનું ઘડતર કરશે."

મેરિયા ઘણી જ ખુશ થઈ અને પોતાની સંમતિ તેની સાથે દર્શાવી. "કેટલો હોશિયાર આદમી છે!"—તે વિચારી રહી.

લીઝા બારી ઉપર અઢેલીને ચૂપચાપ બેસી રહી. લેવ્રેટસ્કી પણ મૂંગો જ રહ્યો. માર્ફા ખૂણામાં પાનાં રમતી હતી તે કંઈક બબડી.

પેનશાઈન બોલતાં બોલતાં આમતેમ આંટા મારી રહ્યો હતો. એની વાણી છટાદાર હતી પણ તેમાંનો ડંખ છૂપો રહેતો ન

હતો. જાણે એમ લાગતું હતું તે આખા જુવાન વર્ગ ઉપર નહિ, પણ પોતાની કોક પરિચિત વ્યક્તિ ઉપર જ તે પ્રહાર કરી રહ્યો હતો.

મેરિયાના બગીચામાં માળો બાંધી રહેતી નાઈટેન્ગેલનો* કંઠ આ વક્તૃત્વની વચ્ચે વચ્ચે સંભળાતો હતો. લીંબુનાં વૃક્ષોના માથા ઉપર નિઃસ્તબ્ધ આકાશમાં ગુલાબી તારાઓ ઝબૂકવા લાગ્યા હતા.

લેવ્રેટ્સ્કી ઊભો થયો અને પેનશાઈનને જવાબ આપવા લાગ્યો. સારી ગરમ ચર્ચા જામી પડી.

લેવ્રેટ્સ્કી રશિયાની જુવાન જનતાના બચાવમાં બોલ્યો. તેણે રાષ્ટ્રની શક્તિનો ખ્યાલ આપવા માંડ્યો. તેણે પોતાની અને પોતાના જમાનાની નિર્બળતાનો સ્વીકાર કર્યો; પરંતુ નવા જમાનાની શક્તિ, બુદ્ધિ તથા દૃઢતાનો બચાવ કર્યો. ચર્ચા આગળ વધતાં પેનશાઈન ઉશ્કેરાઈ ગયો અને અંગત આક્ષેપો સુધી ઊતરી ગયો.

લેવ્રેટ્સ્કીએ મિજાજ ગુમાવ્યો નહિ, ન તો તે અવાજ ઊંચો કરી બોલ્યો. પેનશાઇને તેને જૂના જમાનાનો, પ્રત્યાઘાતી, સ્થિતિ-ચૂસ્ત વગેરે કહ્યો. તેને યાદ આવ્યું કે તેના મિત્ર માઇકેલે પણ તેને થોડા જ વખત પહેલાં વૉલ્ટરનો શિષ્ય અને પ્રત્યાઘાતી કહ્યો હતો. પણ તેણે એકેએક મુદ્દા લઈ પેનશાઇનની દલીલનું, આક્ષેપનું નિરસન કર્યું. અમલદારી તુમાખીમાં વિચારેલી યોજનાઓની અવાસ્તવિકતા અને અશકયતા તેણે બતાવી. મહાન પરિવર્તન પ્રજાકીય શિક્ષણ, પ્રચાર, કેળવણી, અને સમસ્ત દેશનો વિશ્વાસ પેદા કર્યા પછી જ થઈ શકે, અને તે માટે એ જનતાનો પૂરો પરિચય લેવો ઘટે, એમ જણાવ્યું. તેણે દેશની ભાવના અને શક્તિનો

* બુલબુલ

નમ્રપણે પરિચય સાધવા અને પછી જ સાચી હિંમત ઉપર નવીનતાનું ચણતર કરવા ઉપર ભાર મૂક્યો. વ્યક્તિગત આક્ષેપોનો જવાબ આપવાની તેણે તસ્દી જ ન લીધી. શક્તિ અને સમયનો એવો દુરુપયોગ તેણે બચાવી લીધો.

"એ બધી બહુ સારી વાત થઈ. પણ હવે આપ જ કહો—આપ દેશ પાછા ફર્યા છો, હવે શું કરવા ધારો છો?" પેનશાહને સવાલ કર્યો.

"જમીનની બને તેટલી સુધારણા કરવા ઇચ્છા છે." લેવેટ્સ્કીએ જવાબ આપ્યો.

"ઓહ! એ તો બહુ સારી વાત કરી. પ્રશંસાપાત્ર છે. અને તમને એ દિશામાં પહેલાં સફળતા મળી પણ છે, ખરું ને? પણ તમારે એ કબૂલ કરવું જોઈએ કે દરેક માણસ એવા કામને યોગ્ય નથી હોતો."

"અને તમારા જેવાંએ કંઇ જમીન ખેડવાની જરૂર યે નથી. તમારે તો બીજું ઘણું—લોકોને માટે—કરવાનું છે, પેનશાહન." મેરિયા ઉપસંહાર રૂપે બોલતી હોય એમ બોલી.

અને સાચે જ આ ઉપસંહાર પેનશાહનને પોતાને માટે પણ વધારે પડતો હતો. તે ગુંચવાયો ને તેણે વિષય બદલ્યો. તારાભર્યા આકાશની કમનીયતા, સંગીતની અદ્ભુતતા વગેરે વિષયો ઉપર તે અભિપ્રાયો વેર્યે ગયો. અને આખરે મેરિયા સાથે પત્તાં રમવા બેઠો ત્યારે બોલતો અટક્યો.

પહેલાં તો "આવી મઝાની સાંજે પત્તાં રમવાનાં?" બોલી મેરિયાએ પોતે જ પાનાં લાવવા માટે નોકરને હુકમ કર્યો.

તદ્દન નવાં પાનાંની ગડ આવી. અને રમત શરૂ થઈ. લીઝા અને લેવ્રેટ્સ્કી, જાણે પૂર્વમસલત કરી ન હોય તેમ ઊઠયાં ને બારી પાસે જઈને બેઠાં. એક બીજાથી ડરતાં આ માનવીઓએ ત્રીજાની હાજરીમાં સુખ અનુભવ્યું. પણ વધારે આશ્ચર્ય તો એ થયું કે, બંનેએ આ છેલ્લા થોડા દિવસથી અનુભવેલી અસ્વસ્થતા એકાએક અદૃશ્ય થઈ ગઈ અને ફરી પાછી નહિ આવે એવી ચોક્કસ શ્રદ્ધા બંને જણ ઊંડે ઊંડે અનુભવી રહ્યાં.

વૃધ્ધા લેવ્રેટ્સ્કીના ગાલ થાબડી, માથું હલાવતી આનંદોદ્ગાર કાઢી બોલી: "તું તો ભારે મેધાવન નીકળ્યો. હદ કરી આજે." અને સૌ શાંત બની બેસી રહ્યાં. મીણબત્તીના બળવાના આછા અવાજ ઉપરાંત વચમાં વચમાં ટેબલ ઉપર હાથના પછડાવાનો તથા કેટલું હાર્યા કેટલું જીત્યાના આંકડાનો અવાજ સંભળાતો હતો. અને તેમાં રાતની ઝાકળિયા તાજગીમાં મત્ત બની પંચમસૂરે ગાતી નાઇટિન્ગેલનો સૂર ઉમેરો કરતો હતો—તે સિવાય બધું શાંત હતું.

## ૩૧

પેનશાઈન અને લેવ્રેટ્સ્કીની ચર્ચામાં લીઝાએ એક શબ્દ પણ ભાગ લીધો ન હતો. પરંતુ તે અતિશય ધ્યાનપૂર્વક શબ્દેશબ્દ સાંભળી રહી હતી. પહેલેથી તે છેવટ સુધી તેને લેવ્રેટ્સ્કીનો પક્ષ સાચો લાગ્યો હતો. તેને રાજકારણની બહુ સમજ ન હતી. પરંતુ તેને પેનશાઈનના અમલદારી રૂવાબ અને આત્મશ્રદ્ધા ભર્યા ઘમંડ તથા દેશ પ્રત્યેના તિરસ્કારથી બહુ આઘાત થયો હતો, ઘૃણા ઊપજી હતી. પોતે દેશભક્ત છે એવો ખ્યાલ સુધ્ધાં કદી લીઝાને ન હતો આવ્યો. પરંતુ રશિયાની જનતાના હૃદય સાથે તેનું હૃદય મળેલું છે એવું તે અનુભવતી હતી. રશિયન માનસ તેને પ્રિય હતું. જ્યારે પાસેના ગામડાનો મુખી ક્વચિત્ તેને ત્યાં આવતો ત્યારે તે તેની સાથે તેની બરોબરીની હોય એવી રીતે વાતો કરવા લાગી જતી અને પેલો ગામડિયો પણ લીઝાથી પોતે મોટો છે એ વાત ભૂલી જઈ કલાકો સુધી લોકોનાં સુખદુઃખની વાતો કરતો બેસતો.

લેવ્રેટ્સ્કીને લીઝાના રસની ખબર હતી. સાચું પૂછો તો તેણે તેને ધ્યાનમાં રાખીને જ ચર્ચા કરી હતી. બાકી આમ તો પેનશાઇનને જવાબ આપવાની તેણે દરકાર જ ન કરી હોત.

તેઓ કશું બોલ્યાં નહિ. તેમની આંખો પણ ભાગ્યે જ ભેગી થઇ. પણ તેમ છતાં બંને જણ અનુભવી રહ્યાં કે તે સાંજે તેઓ વધુ નીકટ આવ્યાં હતાં; બંનેના ગમા અણગમા એક સરખા હતા એની ય ખાત્રી તે જ સાંજે કરાવી હતી. એક ઇશ્વરની બાબતમાં બંને જણ વચ્ચે અંતર હતું. પરંતુ લીઝાની ઉમેદ હતી કે તે તેને નીકટ ખેંચી લાવશે.

માર્ફાની અડોઅડ બેસીને તેઓ પાનાંની રમત નિહાળી રહ્યાં હતાં. એ બધા સમય તેમના હૃદયમાં પૂર્ણતાનો આવિષ્કાર થઇ રહ્યો હતો—કશું તેમના અનુભવ બહાર ન હતું—કોયલ મૃદુ મૃદુ કુજી રહી હતી. તારાઓ ઝળહળી રહ્યા હતા. વૃક્ષો મર્મરધ્વનિ કરી રહ્યાં હતાં—ગ્રીષ્મની રાત્રીની ઉષ્માભરી હૂંફમાં આખી સૃષ્ટિ નિંદરને ઝૂલણે ઝૂલી રહી હતી.

લેવ્રેટ્સ્કીનું હૃદય કુદરતની આ મોહકતાથી પ્રફુલ્લ બન્યું. સાથે સાથે તેની બાજુમાં જ બેઠેલી કુમારિકાના પવિત્ર આત્મામાં જે પરિવર્તન થઇ રહ્યું હતું તેને માટે ય તે કન્યા પાસે શબ્દો ન હતા. તેને પોતાને જ આ પરિવર્તનની જાણ ન હતી. તો પછી બીજાં સૌને માટે ય એ પરિવર્તન અવ્યક્ત જ છો રહ્યું. કોઇ જાણતું નથી, કોઇ આંખોએ એ નિહાળ્યું નથી—ધરતીની છાતીમાં સંતાડેલું બી શકિત ધારણ કરે છે અને પ્રફુલ્લિત થતા જીવન રૂપે તે વિકસે છે.

દસ વાગ્યા અને માર્ફા નસ્ટાસિયા સાથે પોતાને મેડે ગઈ. લેવ્રેટ્સ્કી અને લીઝાએ ખંડમાં જ આંટા માર્યા. બગીચા તરફના બારણા આગળ અટકયાં અને પહેલાં તો તારકપ્રકાશ ભણી દૂર દૂર જોઈ રહ્યાં અને પછી પરસ્પર મીટ મળી. બંનેએ સ્મિત કર્યું.

જાણે બંને હમણાં એક બીજાના હાથ પકડી દિલ ધરાય ત્યાં લગી વાતો કરતાં ઊભાં રહેશે, એમ લાગતું હતું.

તેઓ મેરિયા અને પેનશાઇન પાસે ગયાં. બંનેની રમત ખૂબ લાંબી ચાલી રહી હતી. આખરે હારીને મૅડમ મેરિયા નિશ્વાસ નાખતી તેની ગાદીવાળી ખુરશીમાંથી ઊઠી અને થાક લાગ્યો હોય એમ બગડી રહી. પેનશાઇને તેની હેટ લીધી અને મેરિયાના હાથને તેણે ચૂમ્યો. "આવી મુલાયમ રાતે સુખિયાં લોકને તો આનંદ કરવામાં કશું આડે આવતું નથી, પણ હજી મારે તો થોડાંક કાગળિયાં જોવા તપાસવાનાં છે"--એવો કટાક્ષ કરી, ખાસ ઉત્સાહ વિના લીઝાને નમન કરી તે ચાલતો થયો. લીઝા ઉપર તેને સારી સરખી ચીડ ચઢી હતી, કેમકે તેની દરખાસ્તનો જવાબ આપવામાં તે આટલો બધો વિલંબ કરશે એવું તેણે માન્યું ન હતું.

પેનશાઈને ઊંઘતા ગાડીવાનની ગરદન પર લાકડી ઘોંચી તેને ઉઠાડ્યો. લેવ્રેટ્સ્કી પણ તેની સાથે જ ઘર બહાર નીકળ્યો. દરવાજા સુધી સાથે ગયો અને પછી જુદો પડ્યો. એનું દિલ ઘેર જવાનું ન હતું. એથી એણે નગરને છેડે નીકળી જઈ ખેતરોમાં ઘૂમ્યા કર્યું.

રાત્રી સ્તબ્ધ અને સ્વચ્છ હતી, જો કે ચંદ્ર ન હતો. લેવ્રેટ્સ્કી ઝાકળવાળા ઘાસ ઉપર લાંબો સમય ફર્યો. એક સાંકડો રસ્તો ફંટાતો હતો તે ઉપર તે ચાલી નીકળ્યો. અને એક વાડ આગળ આવી પહોંચ્યો. થોડે દૂર એક દરવાજો હતો. તેણે કશા વિચાર વિના જ દરવાજો ઉઘાડ્યો અને વાડીમાં દાખલ થયો. તેને કશું ભાન ન હતું—પોતે ક્યાં આવ્યો હતો શા માટે આવ્યો હતો. તેણે આમતેમ આંટા માર્યા કર્યા. થોડી વારે લીંબુની વૃક્ષઘટા આગળ આવી પહોંચતાં તેને ભારે આશ્ચર્ય થયું. બરાબર તપાસીને જોયું તો મેરિયાનો જ આ બગીચો હતો!

તે જરા ચોંકયો. અને તરત જ એક છાંયડા નીચે જઈ ઊભો રહ્યો. તેને થયું: "આમ શાથી બન્યું?" અને બોલ્યોઃ "નક્કી, સહેતુક જ આમ બન્યું હોવું જોઈએ."

બધું પ્રશાન્ત હતું. ઘરમાંથી પણ લેશ માત્ર અવાજ આવતો ન હતો. તે સાવચેતીપૂર્વક આગળ વધવા લાગ્યો. સમીપ પહોંચતાં જાણે આખું મકાન તેની ઉપર ધૂલિધૂસર પ્રકાશ વેરી રહ્યું હોય એમ લાગ્યું. મેડાની બે બારીમાંથી દીવાનો પ્રકાશ આવતો હતો— લીઝાના ખંડમાંથી એક મીણબત્તીનો, અને માર્ફાના ખંડમાંથી મોટા દીવાનો. ઝરૂખામાં જવાનો દરવાજો ખુલ્લો હતો.

લેવ્રેટ્સ્કી એક બાંકડા ઉપર બેસી પડયો. તેણે માથું હાથ ઉપર નાખી દીધું. અને ખુલ્લા બારણા તરફ તથા લીઝાની બારી ભણી જોયા કર્યું. નગરમાં મધ્યરાત્રી રણકી રહી. ઘરમાંની ઘડિયાળે પણ બારના ટકોરા કર્યા. ચોકીદારે પણ પાટિયા ઉપર ડંકા ઠોકયા. લેવ્રેટ્સ્કી કશું વિચારતો ન હતો, કશી અપેક્ષા ય રાખતો ન હતો. પોતે લીઝાથી બહુ દૂર ન હતો, તેના બગીચામાં બેઠો હતો, તે જે બાંકડા ઉપર બેસતી હતી એના જ ઉપર બેઠો હતો!—— બસ, એ આનંદમાં જ તે ડૂબેલો હતો.

લીઝાની ઓરડીમાંનો પ્રકાશ અદશ્ય થયો.

"સુખી શાંત રાત્રી નીવડો, પ્યારા હૃદય," લેવ્રેટ્સ્કી બિલકુલ હાલ્યા કર્યા વિના, અંધારે ઘેરાતી એ જ બારી ભણી ટગી રહેતો બોલ્યો.

એકાએક નીચેની એક બારીમાં દીવો ઝબકયો. તરત જ એકમાંથી બીજીમાં હાલતો દેખાયો. અને ત્રીજી આગળ જઈ પહોંચ્યો. હાથમાં બત્તી લઈ કોઈક ચાલી રહ્યું હતું.

# લીઝા

"લીઝા હોઈ શકે? ના—ના—એ અશક્ય છે." લેવેટ્ટ્સ્કીએ વિચાર્યું. તે ઊભો થયો. એક સુપરિચિત ચહેરો અંધારામાં ચમક્યો અને લીઝા મોટા ખંડમાં દાખલ થઈ. એનાં વસ્ત્રો સફેદ હતાં. એના કેશ છૂટા ખભા ઉપર વિખરાયેલા હતા. તે ટેબલ પાસે ગઈ, નમી, મીણબત્તી મૂકી અને કંઈક જોઈ રહી. પછી તે બગીચા ભણી વળી. અને ખુલ્લા બારણાની બહાર નીકળી. એનું હળવું પાતળું શ્વેતઆવરણવાળું શરીર આંગણામાં આવી ઊભું.

એક અણધારી ધ્રુજારી લેવેટ્ટ્સ્કીના અંગેઅંગમાં વ્યાપી ગઈ. અને "લીઝા!" એવો ઉચ્ચાર તેના હોઠમાંથી ન સંભળાય એવી રીતે બહાર નીકળી ગયો.

તે આગળ વધી અને અંધકાર ભણી આતુરતાપૂર્વક ટગી રહી.

"લીઝા!" પહેલાં કરતાં જરા મોટે સૂરે લેવેટ્ટ્સ્કી બોલ્યો અને વૃક્ષની છાયામાંથી બહાર આવ્યો.

લીઝા ચમકી. તે જરા આગળ નમી અને ધ્રૂજી ઊઠી. તેણે એને ઓળખી લીધો હતો.

લેવેટ્ટ્સ્કીએ ત્રીજીવાર તેને બોલાવી. અને પોતાનો હાથ તેના તરફ લાંબો કર્યો. તે બારણા પાસેથી ખસી બગીચામાં ઊતરી આવી.

"તમે? અત્યારે અહીં!" લીઝાએ પૂછ્યું.

"હું—હું—આવો; મારે જે કહેવાનું છે તે સાંભળી લો." લેવેટ્ટ્સ્કી ધીમું બોલ્યો. અને લીઝાનો હાથ પકડી તેને બાંકડા પાસે છાયામાં લઈ ગયો.

લીઝા બિલકુલ મૂંગી મૂંગી તેની સાથે ગઈ. પણ તેનો ફિક્કો ચહેરો, તેની ચોંટી ગયેલી નજર, અને તેની હલચલ બતાવતી હતી કે તે અવર્ણનીય આશ્ચર્યમાં ડૂબેલી હતી.

લેવ્રેટ્સ્કીએ તેને બેસાડી. પોતે સામે ઊભો રહ્યો.

"હું અહીં ઇરાદાપૂર્વક આવ્યો નથી. કેવળ દોરવાઈ આવ્યો છું——હું—હું તને ચાહું છું." તેણે બોલી નાખ્યું અને ગમેતેટલા પ્રયત્નો છતાં તે ઢીલો પડી ગયો.

લીઝાએ ધીમેથી એની સામે ઊંચું જોયું. જાણે કે આ ક્ષણ પહેલાં એને ખબર જ ન હતી કે પોતે ક્યાં હતી, અને શું થઈ રહ્યું છે. તેણે ઊભા થવા ઇચ્છા કરી પણ ન થઈ શકી. તેણે તેનું મોં હાથમાં છુપાવી દીધું.

"લીઝા!" લેવ્રેટ્સ્કી બોલ્યો: "લીઝા!" તેણે ફરી ઉચ્ચાર્યું. અને તેના ચરણમાં ઢળી પડ્યો.

એક આછી કંપારી લીઝાના ખભામાંથી પસાર થઈ ગઈ. તેની શ્વેત કમલ શી આંગળીઓ તેના મોં ઉપર ફરી રહી.

"શું થાય છે?" લેવ્રેટ્સ્કીએ પૂછ્યું. અને તરત જ તેણે ધીમાં ડૂસકાંનો અવાજ સાંભળ્યો. અને તેનું હૃદય ગમગીન બની ગયું. તેને લીઝાનાં આંસુનો અર્થ સમજાયો.

"તું મને ચાહી શકે એ શક્ય છે?" તે લીઝાના હાથ પંપાળતો બોલ્યો.

"ઊભા થઈ જાઓ, ઊભા થઈ જાવ, લેવ્રેટ્સ્કી," લીઝાએ આખરે હિંમત ભેગી કરી કહ્યું: "આ આપણે શું કરી રહ્યાં છીએ ?"

તે ઊભો થયો અને તેની સાથે બાંકડા ઉપર બેઠો. તે હવે રડતી ન હતી પણ તેણે લેવ્રેટ્સ્કી ભણી દૃષ્ટિ કરી ત્યારે તેની આંખો ભીની હતી.

"મને ભય લાગે છે. આપણે આ શું કરી રહ્યાં છીએ ?" તે ફરી બોલી.

"હું તને ચાહું છું, તારે માટે મારી આખી જિંદગી આપી દેવા તૈયાર છું." તે ફરી બોલ્યો.

જેમ જાણે કંઈક ડંખ વાગ્યો ન હોય તેમ તે કંપી ઊઠી અને પછી તેણે આકાશપ્રતિ દૃષ્ટિ કરી.

"એ તો કેવળ ભગવાનના જ હાથમાં છે." તેણે જવાબ આપ્યો.

"પણ બોલ, તું મને ચાહે છે કે, લીઝા? આપણે સુખી થઈશું ને ?"

લીઝાની આંખો નીચી ઢળી. લેવ્રેટ્સ્કીએ લીઝાને ધીમેથી પોતા ભણી ખેંચી. તેનું માથું તેના ખભા ઉપર ઢળ્યું. લેવ્રેટ્સ્કીએ પોતાનું માથું જરા નમાવ્યું અને તેના ફિક્કા હોઠને ચૂમ્યા.

## લીઝા

અર્ધો કલાક બાદ લેવ્રેટ્સ્કીએ પોતાને બગીચાના દરવાજા પાસે ભાળ્યો. ઝાંપો અત્યારે બંધ જોયો એટલે તેને કૂદીને જવું પડ્યું. તે પોતાના મુકામ ભણી પાછો ફર્યો તેનું હૃદય અત્યંત ઊંડા અને અકલ્પિત સુખથી ભરપૂર હતું. તમામ શંકાઓ શમી ગઈ હતી. "ભૂતકાળના ઓ કાળા પડછાયા! અદૃશ્ય થા." તેણે પોતાના મનને કહ્યું: "તે મને ચાહે છે. તે મારી થશે જ." ફરી તે બબડ્યો.

એ જ ક્ષણે—વિજયનો ભવ્ય સૂર પોતાના માથા ઉપર ગાજી રહ્યો હોય એવો કોઈક અવાજ તેને કાને અથડાયો. તે અટકી ગયો અને ઔર ભવ્યતાભર્યો એ સૂર તેના કાનને ભરી રહ્યો. અવાજનાં પ્રબળ જબ્બર મોજાં વહી રહ્યાં હતાં. અને જાણે એમાં એના હૃદયના તમામ આનંદ ઉછાળા લઈ રહ્યો હતો. તેણે આજુબાજુ નજર કરી. એક નાનકડા ઘરની ઉપરની બે બારીઓમાંથી આ અવાજ આવી રહ્યો હતો.

લેવ્રેટ્સ્કી એ ઘર તરફ દોડ્યો અને જોરથી બૂમ મારી બોલ્યો: '**મોન્શર લેમ!**' ફરીથી તેણે બૂમ મારી: '**મોન્શર લેમ! મોન્શર લેમ!**"

પેલો અવાજ ઊડી ગયો અને ખુલ્લી છાતીવાળો, ઊડતા વાળવાળો એક વૃદ્ધ આકાર બારીમાં આવી ઊભો.

"ઓહ! તમે છો!" વૃદ્ધે વિશેષ મમતાપૂર્વક ઉચ્ચાર્યું.

"**મોન્શર લેમ!** શું અદ્‌ભુત સંગીત ચાલી રહ્યું હતું! કૃપા કરી મને અંદર આવવા દો."

વૃદ્ધે કશું બોલ્યા વિના બારણું ઉઘાડ્યું. લેવ્રેટ્સ્કી અંદર દાખલ થતાં જ લેમના હાથમાં પડવા જતો હતો, ત્યાં વૃદ્ધે ખુરસી

ભણી આંગળી ચીંધી અને અશુદ્ધ રશિયનમાં બોલ્યા: "ત્યાં બેસ અને સાંભળ" અને વળી પાછા પિયાનો આગળ બેસી ગર્વભરપૂર તથા ઉગ્ર દૃષ્ટિ ધારણ કરી એમણે વગાડવા માંડયું.

લેવ્રેટ્સ્કીએ ઘણો સમય થયાં આવું સંગીત સાંભળ્યું ન હતું. એના પ્રથમ સૂરમાં જ મધુરતા અને લાગણીની ઉત્તેજના ભરેલી હતી. જાણે ચમકતા પ્રકાશમાં નહાઈને આવતો હોય, પ્રેરણામાં વણાઈને પ્રકટતો હોય, સૌંદર્ય અને આનંદથી ટપકતો હોય એવો એ સૂર હતો. તે ઊઠતો અને લય પામતો ત્યારે વિશ્વની તમામ ગૂઢતા, પ્રિયતા, અને પવિત્રતા ઉચ્ચારાતી હોય એમ લાગતું. અરે, જગતની તમામ અનંત વેદના સુદ્ધાં તેમાંથી નીકળી સુદૂરના સ્વર્ગપ્રતિ નિર્વાણ અર્થે ગતિ કરી રહી હોય એમ લાગતું હતું.

લેવ્રેટ્સ્કી ઊભો થઈ ગયો. એ સૂરો એના હૃદયમાં સોંસરા ઊતરી રહ્યા હતા. કેમકે અદ્ભુત પ્રેમનો સુખસ્પર્શ હજી તેને હમણાં જ થયો હતો. એ સ્પર્શે તેના હૃદયનાં તમામ દ્વાર ખોલી નાખ્યાં હતાં. આ સૂરો જાણે એ જ પ્રેમથી ધોવાઈને આવતા હોય એમ તેનાં ખુલ્લાં દ્વારમાં પ્રવેશતાં હતાં.

છેલ્લો સૂર વિલીન થયો કે તરત જ તે બોલ્યો: "એક વાર ફરી."

વૃદ્ધ તેના ભણી ગરુડનયને જોઈ રહ્યા. અને ગર્વપૂર્વક છાતી ઉપર હાથ ઠોકતા ધીમેથી બોલ્યા: "આ બંદો એનો લખનાર છે– આ બંદો એક મહાન સંગીતજ્ઞ છે." અને તેમણે તેમનું અદ્ભુત ગીત ફરી વાર ગાયું.

ખંડમાં દીવો ન હતો. પણ ચંદ્રનાં કિરણો હમણાં બારીમાં ડોકાતાં થયાં હતાં. ચોપાસની હવા સંગીતની પાંખે ચઢી પ્રકંપ

પેદા કરી રહી હતી. અને આ નાનકડો ખંડ દેવભૂમિ જેવો લાગતો હતો. આછો શ્વેત ચંદ્રપ્રકાશ આ વૃદ્ધના માથા ઉપર પડી એક પ્રકારની દિવ્યતા જન્માવી રહ્યો હતો.

લેવ્રેટ્સ્કી તેમની પાસે ગયો અને ભેટ્યો. પહેલાં તો લેમે તેને આવકાર્યો નહિ—કોણીથી દૂર ધકેલ્યો. અને પછી જડની જેમ થોડીવાર ઊભી રહી. બિલકુલ અંગ હલાવ્યા વિના, પહેલાંના જેવી ઉગ્ર, જોવી ન ગમે તેવી દૃષ્ટિએ બોલ્યા: "ઓહ !" પણ આખરે એકાએક પરિવર્તન થયું. તેમનો ચહેરો શાંત પડયો. માથું પહેલાં જેવું અક્કડ ન રહ્યું. અને લેવ્રેટ્સ્કીના ઉમળકાભર્યા ધન્યવાદના જવાબમાં તેઓ જરાક હસ્યા. અને પછી તરત જ જમીન પર ઢળી પડી બાળકની જેમ ધ્રૂસકે ધ્રૂસકે રોવા લાગ્યા.

"આ સમયે તારું અહીં આવવું ખરેખર આશ્ચર્યકારક છે, અદ્ભુત છે—પણ હું જાણું છું—હું બધું જાણું છું." તેઓ થોડી વારે બોલ્યા.

લેવ્રેટ્સ્કીએ આશ્ચર્ય સહિત પૂછયું: "તમે બધું જાણો છો ?"

"મેં કહ્યું તે તેં ન સાંભળ્યું ? હું બધું જાણું છું એનો અર્થ તું ન સમજ્યો ?" લેમે કહ્યું.

લેવ્રેટ્સ્કી આખી રાત સૂતો નહિ. સવાર સુધી તે તેની પથારી ઉપર બેઠો જ રહ્યો.

લીઝા પણ એ રાત ઊંઘી નહિ. તેણે પ્રાર્થના જ કર્યા કરી.

## ૩૨

**પિતા** ગુજરી ગયા ત્યારે **લીઝા** દસ વરસની હતી. ભાગ્યે જ એમણે કદી આ કન્યાની ચિંતા કરી હતી. વેપારમાં ગળાબૂડ ડૂબેલા, પૈસા કમાવાની જ ધૂનમાં રચ્યાપચ્યા, ધૂની સ્વભાવના, અધીરાઈથી ભરેલા આ પિતાએ શિક્ષકો અને 'ટ્યુટરો' પાછળ પૈસા ખર્ચવામાં કંઈ બાકી રાખી ન હતી. પરંતુ પોતાને પુત્રીની સંભાળ રાખવાની ફુરસદ ન હતી. તે કામ કરતા, થોડુંક ઊંઘતા, કદીક પત્તાં રમતા અને વળી પાછા ધંધે લાગતા. તે પોતાને ઘાણીના બળદની ઉપમા આપતા. મૃત્યુની **પથારીએ** પડયા પડયા, હોઠ ઉપર કરડું સ્મિત કરતા તે બોલ્યા હતા: " મારી જિંદગી તો ઘસાઈ ગઈ........."

માતા **મેરિયાએ** પણ પિતા કરતાં ભાગ્યે જ વધારે પરવા **લીઝાની** કેળવણી માટે કરી હશે. બસ ઢીંગલીની જેમ તેને શણ-ગારવામાં અને કોઈ મહેમાન આવ્યું હોય ત્યારે તેમની સમક્ષ તેને લાડપૂર્વક બોલાવવામાં અને થાબડવામાં તેનું બધું વહાલ સમાઈ જતું. બહુ નિયમિત અને સતત સંભાળ લેવી આ આળસુ સ્ત્રી માટે ત્રાસદાયક હતું.

## લીઝા

પિતાના જીવતાં એક ફ્રેન્ચ શિક્ષિકાના હાથમાં **લીઝા**ને સોંપવામાં આવી હતી. પિતાના મૃત્યુ બાદ તે **માર્ફા**ના હાથમાં આવી. પરંતુ **લીઝા** ઉપર જો કોઈની સૌથી વધુ છાપ પડી હોય તો તે **આગાફિયા** કરીને એક નર્સની. પહેલાં આ બાઈ **મેરિયા**ના પિતાને ત્યાં નોકર હતી. વચમાં એએક વાર કોઈક કસુરને કારણે તેને સહન કરવું પડ્યું હતું પણ પાછળથી તે કુટુંબની ખૂબ વિશ્વાસુ નર્સ થઈ પડી હતી. તે વખતે **લીઝા** પાંચ વરસની હતી.

આ બાઈનો ગંભીર સખત ચહેરો જોઈ શરૂશરૂમાં તો **લીઝા** બીતી હતી. પણ થોડાજ વખતમાં તેની બીક ભાગી ગઈ અને તે ઊલટી તેને ચાહતી થઈ ગઈ. નાનપણથી જ **લીઝા** ગંભીર હતી. તેને ઢીંગલીઓ સાથે રમવું, મોટેથી હસવું ગમતું નહિ. તે બહુ ચિંતામાં રહેતી કે વિચારમાં જ પડી રહેતી એવું ખાસ ન કહેવાય, પણ સકારણ પ્રસંગોપાત્ તે એવી બની જતી ખરી. અને તેવે વખતે તે મૂંગી બની બેસી રહેતી. અથવા તો કોઈક વડીલ પાસે એ વિષે વાત કરી મનનો ખુલાસો કરી લેતી.

છેક ચાર વરસની ઉંમરે તેના ઉચ્ચારો શુદ્ધ અને સ્પષ્ટ હતા. તે પિતાથી ડરતી હતી. માતાથી ડરતી ન હતી, પણ તેના પ્રત્યેની લાગણીને પ્રેમ યે ન કહી શકાય એવી મિશ્રિત તે લાગણી હતી. અલબત્ત, લાડ તેને બહુ પ્રિય ન હતાં. અને એથી, નર્સને ખૂબ ચાહતી હતી પણ તેની સાથે ય લાડ કરવાનું તેને ગમતું નહિ. **આગાફિયા** અને **લીઝા** ભાગ્યે જ જુદાં પડતાં. **આગાફિયા** તેને ઈશ્વરની, દેવળની, બાઈબલની, સંતોની તથા બીજી શાસ્ત્રોની કથા ઉપકથાઓ પુષ્કળ કહેતી.

**ક્રાઈસ્ટ**ની વાત કરતાં **લીઝા** જાણે એવો અનુભવ કરતી કે તે તેની ખડખે જ હોય; તેનો આત્મીય હોય. ઘણી વાર વહેલે પરો-

દિયે આગાફિયા તેને દેવળે પ્રાર્થના માટે લઈ જતી. દેવળના એ આછા અંધારિયા વાતાવરણની, તેની રહસ્યપૂર્ણ પવિત્રતાની આ બાળકીના જીવન ઉપર ઊંડી અસર થવા પામી હતી.

લીઝાનો દોષ થાય તો પણ આગાફિયા કદી તેના ઉપર રોષે ભરાતી નહિ. તે કેવળ મૂંગી રહેતી. અને એ મૂકતામાં જ લીઝા પોતાનો દોષ સમજી જતી.

ત્રણ વરસની આગાફિયાની સંભાળ પછી એક ફ્રેન્ચ શિક્ષિકાને રોકવામાં આવી. પરંતુ તે ચંચળ શિક્ષિકા લીઝાના હૃદયમાં આગાફિયાએ રેડેલા સંસ્કાર કે તેની મધુર સ્મૃતિ દૂર ન કરી શકી. આગાફિયા પણ વારંવાર ઘરકામથી પરવારી તેની શિષ્યા તરફ નજર તો નાખી જતી હતી. પરંતુ માર્ફાનો આ ઘરમાં પ્રવેશ થયો પછી આગાફિયાથી તેનો આકરો અને અધિરો સ્વભાવ સહન ન થયો. તે જાત્રાનું નામ કરી ચાલી ગઈ અને પાછી કદી ન આવી. લોકો વાતો કરતા કે તે કોઈક સાધ્વીના મઠમાં જઈ રહી હતી.

આગાફિયાના ચાલ્યા ગયા પછી પણ લીઝા એટલી જ નિયમિત રીતે અને ઉત્સાહપૂર્વક દેવળે જતી અને પ્રણામો, પ્રણિપાતો, પ્રાર્થનાઓ કરતી. અલબત્ત, માર્ફાને તેને એમાંથી એકદમ બહાર ઘસડી જવાનું યોગ્ય ન લાગ્યું પરંતુ તેણે તેનો આ અતિરેક ઓછો કરાવવા પ્રયત્ન કર્યો. તે ઘણીવાર કહેતી કે, આ બધી ટેવો તો વેરાગીની ગણાય.

લીઝા એક સારી અભ્યાસી હતી. અલબત્ત, કોઈ જાજ્વલ્યમાન પ્રતિભા કે અસામાન્ય મેધા તેનામાં ન હતી, કોઈપણ નવો વિષય શીખતાં તેને મહેનત યે સારી કરવી પડતી, પણ તેનો

સ્વભાવ, શ્રમ અને ચીવટપૂર્વક અભ્યાસ કરવાનો હતો. તે પિયાનો સુંદર વગાડતાં શીખી હતી પણ એક લેમને જ ખબર હતી કે તેને એની પાછળ કેટલી મહેનત કરવી પડી હતી. તે બહુ બધું વાંચતી નહિ, અને 'પોતાની રીતે વ્યક્ત કરવાની આવડત' તેનામાં ન હતી. તેમ છતાં તેને પોતાના વિચારો હતા અને તે રીતે જીવન વ્યતીત કરવાનો તે પ્રયત્ન કરતી.

તે ઓગણીસ વરસની થઈ ત્યાં લગી તેને પોતાની ખુબસુરતી, પોતાની જુવાની કે દુનિયાદારીની ભાગ્યે જ કશી વસ્તુની સમજ અને જાણ હતી. એક ગુપ્ત માર્દવ અને 'નરી સરલતા' એનામાં ભારોભાર હતાં. કોઈને પણ રખે દુભવીશ એવી બીક અને ફરજનું સતત ભાન એનાં મુખ્ય લક્ષણો હતાં.

છેક શૈશવથી એક ઈશ્વરને ચરણે જ પ્રેમ ન્યોછાવરી દીધો હતો. લેવ્રેટ્સ્કી એના જીવનમાં પ્રવેશ્યો ત્યાં લગી તેની એ આંતરિક સમાધિમાંથી તેને કોઈ ડોલાવી કે જગાડી શકયું ન હતું.

૩૩

**બી**જે દિવસે બપોરે **લેવ્રેટ્સ્કી** **મેરિયાને** ત્યાં ગયો. રસ્તામાં ઘોડા ઉપર પેનશાઇન મળ્યો. એણે કપાળ સુધી વાંકી હૅટ પહેરી હતી. આજે આટલા દિવસના પરિચય પછી લેવ્રેટ્સ્કીને પહેલી જ વાર ઘરમાં કોઈ જ મળ્યું નહિ. મેરિયા માથું દુ:ખતું હોઈ સૂઈ ગઈ હતી. **માર્ફા** અને **લીઝા** ઘેર નથી એમ નોકરે કહ્યું.

તે બગીચામાં ગયો. ત્યાં પણ કોઈ ન હતું. બે કલાક પછી પાછો આવ્યો ત્યારે ય એજ સમાચાર સાંભળ્યા. ઉપરાંત નોકર પણ તેની ભણી વિશેષ કોઈ દૃષ્ટિએ જોતો હોય એમ લાગ્યું. લેવ્રેટ્સ્કીને ય લાગ્યું કે દિવસમાં ત્રણ ત્રણ વાર આવવું ઠીક નહિ તેથી તે **વાસિલી** ચાલ્યો ગયો. ત્યાં થોડુંક કામ પણ હતું.

રસ્તામાં તેણે અનેક યોજનાઓ ઘડી—એક એકથી વધારે સુંદર. પણ ઘેર આવતાં પાછી ગ્લાનિ એને ઘેરી વળી. તે એન્ટન સાથે વાતે વળગ્યો. પણ આ વૃદ્ધ યે આજે ગ્લાનિયુક્ત વાતો જ કહી રહ્યો હતો.

સાંજ પડતાં પડતાં વળી પાછો તે નગર જવા ઊપડ્યો. ગઈ રાતે સાંભળેલું સંગીત તેના કાનમાં હજી ગુંજી રહ્યું હતું. **લીઝા**ની

મૂર્તિ તેના હૃદયમાં ફરી ફરી કોતરી આવતી હતી, અને મધુરતાથી તેને ભરી દેતી હતી. તે તેને ચાહતી હતી એ ખ્યાલે તે આર્દ્ર બનતો હતો.. શાંત અને સુખી દિલે તે નગરમાંના તેના નિવાસે આવી પહોંચ્યો.

અંદર દાખલ થતાં જ અત્તરની તીવ્ર ગંધથી તેનું નાક ભરાઈ ગયું. આવી ગંધની તેને ચીડ હતી. સામે જોયું તો અનેક પેટી પટારા પડ્યા હતા. અને તેની તરફ આવતા નોકરના મોં ઉપર પણ તેણે વિચિત્ર ભાવ જોયો. તે કશી ભાંજગડમાં પડયા વિના સીધો જ દિવાનખાનામાં ગયો.

સોફા ઉપર કાળાં રેશમી વસ્ત્રો પહેરેલી એક સ્ત્રી મોં ઉપર રૂમાલ નાખી પડેલી હતી તે એકદમ બેઠી થઈ ગઈ. અને લેવ્રેટ્સ્કી પાસે જઈ, કાળજીપૂર્વક વ્યવસ્થિત રાખેલી સુગંધી લટોને ઢળવા દેતી તેને પગે પડી. લેવ્રેટ્સ્કીએ ત્યારે જ તેને ઓળખી— આ નારી તેની પત્ની વારવારા જ હતી !

લેવ્રેટ્સ્કીનો શ્વાસોચ્છ્વાસ ઘડીભર અટકી ગયો. તે દિવાલ ને અઢેલી જેમતેમ ઊભો રહ્યો.

" મને તરછોડી ન મૂકશો, થિઓડોર* ! " તે ફ્રેન્ચમાં બોલી

આ શબ્દોએ લેવ્રેટ્સ્કીની ગરદન ઉપર છરી ફરી વળી હોય એવી અસર કરી. પોતે શું જોઈ રહ્યો છે તેના ભાન વિના તેણે તેના તરફ જોયું. અને છતાં, સાથે સાથે, તેણે એ પણ જોયું કે તે ફિક્કી પડી ગઈ હતી.

" થિઓડોર ! " વારંવાર આકાશ ભણી—ઊંચે દૃષ્ટિ કરતી તે બોલી. બોલતી વખતે તેની ગુલાબી આંગળીઓ ઊંચી થતી

* વારવારા લેવ્રેટ્સ્કીને આ નામે સંબોધતી

હતી. "થિઓડાર! હું દોષિત છું—ભયંકર દોષિત છું. ના—ગુનેગાર છું. પણ મારું સાંભળી લો એક વાર. હું પશ્ચાત્તાપથ બળી રહી છું. મારી જાત ઉપર હું અત્યાચાર રૂપ થઇ પડી છુ મારાથી આ સ્થિતિ નથી સહેવાતી. કંઇ કેટલીય વાર તમ લખવાનું વિચાર્યું હતું પણ તમારા પ્રકોપનો મને ભય લાગતે પણ મેં ભૂતકાળ સાથેની તમામ કડીઓ તોડી ફેંકી દેવા નિશ્ચય કર્યો છે....હું ખૂબ માંદી પણ પડી ગઈ હતી. તેણે ભ અને ગાલ ઉપર હાથ ગોઠવી આગળ ચલાવ્યું: "મારા મૃત્યુ પરદેશમાં ફેલાયેલા સમાચારનો મેં લાભ લીધો. હું બધું છોડી અહીં આવી છું. કંઈ કેટલાય વખત સુધી હું નક્કી ન હતી કર શકી, તમારી સામે, મારા ન્યાયાધીશ સામે હાજર થવું કે નહિ પણ આખરે તમારી ભલાઇને યાદ કરી મેં આવવાની હિંમત ક છે. મૉસ્કોમાંથી તમારું સરનામું મળ્યું."

જમીન ઉપરથી ઊભી થઈ ખુરસીની છેક કિનાર ઉપર બે તે બોલી: "સાચું કહું છું, મેં અનેકવાર મૃત્યુના વિચારો ક છે. જીવનને ફેંકી દેવા જેટલી હિંમત જ હું ભેગી કરી શકી હોત આહ! જીવન કેવળ અસહ્ય બોજો જ બની ગયું છે!—પણ મા બાળકીનો ખ્યાલ, મારી નાનકડી અદાનો ખ્યાલ મને રોકતો હતે હું એને સાથે જ લઈને આવી છું. બાજુના ખંડમાં જ ઊંઘે બિચારી..... થાકીને લોથ થઈ ગઈ છે. તમે એને તો જોશો ને નહિ જુવો? એ તો સાવ નિર્દોષ છે. અને કમનસીબ યે! વારવારા બોલતાં બોલતાં ગદ્‌ગદ્ બની. તેની આંખો આંસુ ભરાઈ ગઈ.

લેવેટ્સ્કીએ જેમ તેમ કરી સ્વસ્થતા ધારણ કરી બારા ભણી ચાલવા માંડયું.

"તમે ચાલ્યા જાવ છો શું?" વારવારાએ નિરાશ બની ચીસ પાડી. "ઓહ! કેટલું ક્રૂર! એક શબ્દ—ઠપકાનો એક બોલ પણ નહિ? આ તિરસ્કાર મને કોરી ખાય છે. ભયંકર!"

લેવ્રેટ્સ્કી અટકયો.

"મારી પાસે તું શું બોલાવવા ઇચ્છે છે?" તેણે ખોખરા અવાજે પૂછયું.

"કંઈ નહિ—કંઈ જ નહિ. મને ખબર છે, તમારી પાસે માગવાનો મને કંઈ અધિકાર નથી. હું મૂરખ નથી. હું કશી આશા નથી રાખતી—ક્ષમાની જરા ય આશા નથી રાખતી. હું કેવળ એક જ યાચું છું—હું શું કરું, કહો? હું કયાં જાઉં, કયાં જીવું, બોલો? એક ગુલામડી બની તમારા હુકમને તાબે થઈશ—જે કંઈ હુકમ કરો."

"મારે કશો હુકમ કોઈને કરવાનો નથી. તું જાણે છે કે આપણો સંબંધ ખતમ થઈ ગયો છે—સદાને માટે. તને યોગ્ય લાગે ત્યાં તું જઈ શકે છે. તને મળતો માસિક હપ્તો જો થોડો પડતો હોય—" લેવ્રેટ્સ્કી પહેલાંના જેવા જ સૂરે બોલી રહ્યો હતો.

"આહ! આવાં ભયંકર વેણ મા ઉચ્ચારો." તે વચમાં જ બોલી ઊઠીઃ "મને ક્ષમા કરો—આ—આ બાળકીની ખાતર યે."

એમ બોલી તે પાસેના ખંડમાં દોડી અને સુંદર વસ્ત્રોમાં સજ્જ કરેલી બાળકીને લઈ આવી. માતાને ગળે તે વળગી પડેલી હતી.

"દીકરા! પગે લાગ, તારા પિતાને." બાળકની આંખોને ચૂમતી માતા બોલી રહી.

"પપા!" નાની બાળકી ખચકાતી બોલી.

લેવેન્ટ્સ્કીથી આ સહ્યું જતું ન હતું. "આ તે કેવું નાટક!" તે બબડ્યો અને ચાલતો થયો.

વારવારા ક્ષણવાર એમ ને એમ ઊભી જ રહી. પછી ખભા આમતેમ હલાવી છોકરીને પાછી બીજા ખંડમાં લઈ જઈ કપડાં બદલાવી ફરી સુવાડી. અને પોતે એકાદ ચોપડી લઈ દીવા પાસે બેઠી. કલાકેક એમ રાહ જોઈ બેસી રહી. અને આખરે થાકીને સૂઈ ગઈ.

૩૫

વ્રોન્સ્કીએ રસ્તામાં જ બે કલાકથી વધારે રખડયા કર્યું. પેરિસથી ભાગી છૂટી એક ગામડાની હોટેલમાં ગાળેલી રાત્રી તેને યાદ આવી. તેનું હૃદય ચીરાઈ રહ્યું હતું અને મગજ ખાલી પડી ગયું હોય એમ લાગતું હતું—ભયંકર ગમગીન અને પાગલ ખ્યાલો દોડાદોડ કરી રહ્યા હતા. "એ તો જીવતી છે!" તે વધુ ને વધુ આશ્ચર્ય પામતો ફરી ફરી બબડી રહ્યો. તેને લાગ્યું કે લીઝા હવે સદાને માટે ગુમાવાઈ ગઈ હતી. ભારોભાર ક્રોધ તેને ગુંગળાવી રહ્યો હતો. જાણે એકાએક ઘણ માથા ઉપર તૂટી પડયો હતો.

'ઉફ્! પેલા છાપાની એક ચબરખી ઉપર હું ભરોસો પણ શી રીતે રાખી શકયો?' તેણે પોતાના જ મનને પૂછયું.

'પણ મેં એ વાત ન માની હોત તોય શું? એથી ફેર શો પડવાનો હતો?' પોતે જ પોતાને જવાબ આપ્યો: 'એથી તો, લીઝા મને ચાહે છે, એય હું જાણી ન શકયો હોત. એને પોતાને ય એની જાણ ન થઈ હોત.'

કેમે કર્યો તે તેના ચિત્તમાંથી તેની પત્નીના વિચારો દૂર ન જ કરી શકયો. તેના દેહનો આકાર, તેનો કંઠ, તેની આંખો—

બધું લેવ્રેટ્સ્કીના મગજ ઉપર ચઢી બેઠું. તેણે પોતાને કમભાગી માન્યો અને આખી દુનિયા ઉપર તિરસ્કાર વરસાવ્યો.

પરોઢિયું થતાં પહેલાં લેમને ઘેર આવી પહોંચ્યો ત્યારે તે તદ્દન થાકીને લોથ થઈ ગયો હતો. ઘણા વખત સુધી બારણું ન ઊઘડ્યું. આખરે વૃદ્ધનું માથું દેખાયું. ચોવીસ જ કલાક પહેલાં આ વૃદ્ધના ચહેરા ઉપર જે પ્રભાવ અને પ્રતિભા દેખાતાં હતાં તેને બદલે આજે ચીડ અને કંટાળાથી ભરેલી કરચલીઓ જ હતી.

"કેમ શું જોઈએ છે? રોજ તો હું કંઈ વગાડતો નથી." વૃદ્ધે લેવ્રેટ્સ્કીને કહ્યું.

પરંતુ તરત જ લેવ્રેટ્સ્કીના ચહેરા ઉપરની વિચિત્ર લાગણી તેમની આંખોથી છટકી ન શકી અને તેમણે બારણું ઉઘાડ્યું.

લેવ્રેટ્સ્કી અંદર આવી ખુરસીમાં પડ્યો. વૃદ્ધ તેની બાજુમાં જ હોઠ કરડતા ઊભા રહી ગયા.

"મારી પત્ની પાછી આવી છે." લેવ્રેટ્સ્કી માથું નીચું નાખી બોલ્યો. અને પછી તેણે ભયંકર હાસ્યથી રાત્રીની નીરવતાને ધ્રૂજાવી નાખી.

લેમને ભારે આશ્ચર્ય થયું પણ તેમણે મોં ઉપર કશી વ્યગ્રતા આવવા ન દીધી.

"મને લાગે છે—તમે નથી જાણતા—એક છાપામાં મેં વાંચ્યું હતું કે તે મરી ગઈ છે." લેવ્રેટ્સ્કી બોલ્યો.

"ઓહ કયારની—હમણાંની વાત કરે છે?"

"હા."

"ઓહ!—" વૃદ્ધે ભવાં ચીંચાં કરતાં કહ્યું: "અને એ પાછી આવી છે?"

"હા. મારે મુકામે-ઘેર જ છે અત્યારે. હું અતિશય અભાગિયો છું, મોન્શર લેમ!"

અને તે જોરથી હસ્યો.

"સાચે જ તું ભારે અભાગિયો છે." મોન્શર લેમ બોલ્યા.

"મોન્શર લેમ! તમે એક ચિઠ્ઠી પહોંચાડશો?"

"હં......કોને—પૂછી શકું?"

"લીઝાને"

"હા-હા-હું સમજ્યો. જરૂર પહોંચાડીશ. પણ ચિઠ્ઠી કયારે પહોંચવી જોઈએ?"

"કાલે—વહેલામાં વહેલી તકે."

"હં......મારા રસોયા સાથે મોકલીશ. ના—ના, હું જાતે જ જઈશ." કંઈક વિચાર કરતા લેમ બોલ્યા.

"અને જવાબ પણ લેતા જ આવશો ને?"

"જરૂર લાવીશ."

લેમે નિશ્વાસ નાખ્યો.

"ઓહ! મારા રંક જુવાન મિત્ર! સાચે જ તું કમનસીબ છે," લેમ બોલ્યા.

લેવેટ્સ્કીએ ચિઠ્ઠી લખી પત્ની આવ્યાની ખબર આપી અને મુલાકાત માટે સમય માગ્યો. અને પછી તે દિવાલ પાસેના

સોફા ઉપર જઈને પડયો. વૃદ્ધ પણ તેમની પથારીમાં સૂઈ ગયા અને ખાંસી ખાતાં ખાતાં તેમણે આળોટયા કર્યું.

સવાર થઈ. બંને ઊઠયા અને એક બીજા સામે વિચિત્ર દૃષ્ટિઓ નાખી. લેવ્રેટ્સ્કીને જાણે એને એ ક્ષણે આપઘાત કરવાનું મન થયું. રસોયો કોફી લઈ આવ્યો. આઠેક વાગતાં લેમ હેટ ચઢાવી નીકળી પડયા. જતાં જતાં બોલ્યાઃ "આમ તો દસ વાગે મારે ટયુશને જવાનું હોય છે. પણ કંઈક બેસતું બહાનું શોધી કાઢીશ."

લેવ્રેટ્સ્કી ફરી સોફા ઉપર પડયો. અને હૃદયના ઊંડાણમાંથી આવતા દુઃખભરેલ હાસ્યથી તેણે ખંડ ભરી દીધો. તેની પત્નીએ તેને ઘરમાંથી કેવો કાઢી મૂકયો હતો તેનો તેણે વિચાર કર્યો. તેણે લીઝાની સ્થિતિનો ખ્યાલ કર્યો અને આંખો બંધ કરી બે હાથ વડે પોતાનું માથું પકડી રાખ્યું.

આખરે લેમ પાછા આવ્યા. એક ચબરખી ઉપર લીઝાએ એટલું જ લખી દીધું હતું—"આજે આપણે નહિ મળી શકીએ. કદાચ કાલે સાંજે જ બનશે. સલામ."

લેવ્રેટ્સ્કીએ શૂન્યમનસ્ક બની લેમનો આભાર માન્યો અને તે ઘેર પાછો ફર્યો.

ઘેર પહોંચ્યો ત્યારે વારવારા અને તેની દીકરી નાસ્તો કરી રહ્યાં હતાં. લેવ્રેટ્સ્કીને અંદર આવતો જોઈ તે મુખ ઉપર દીનતા ધારણ કરી ઊભી થઈ અને તેની પાસે ગઈ. લેવ્રેટ્સ્કીએ તેને પોતાની પાછળ બીજા ખંડમાં આવવા કહ્યું. ત્યાં પહોંચતાં બારણું બંધ કરી તેણે આંટા મારવા માંડયા. વારવારા હાથ બીડેલા રાખી

બેઠી અને લેવ્રેટસ્કીને કરતો જોઈ રહી. હજી એ આંખો એટલી જ સુંદર હતી.

ઘણો વખત વહી ગયો પણ લેવ્રેટસ્કી પોતાને કહેવાનું શરૂ જ ન કરી શકયો. હજી જાણે પોતે પૂરો સ્વસ્થ જ થયો ન હતો. વારવારા વિષે તેને એટલું સમજાયું હતું કે તે જરાય શોકાર્ત કે કે વ્યગ્ર ન હતી. અલબત્ત, મોં ઉપરથી તો જાણે એમ લાગતું હતું કે કઈ ઘડીએ મૂર્છા ખાઈ નીચે ઢળી પડશે !

"જો, આપણે એક બીજા સાથે દંભ કરવાની કંઈ જરૂર નથી." આખરે તેણે શરૂ કર્યું. "મને તારા પશ્ચાત્તાપમાં વિશ્વાસ નથી. પણ એ સાચો હોત તો પણ તારી સાથે ફરી જીવન જીવવું મારે માટે અશક્ય છે."

વારવારાએ હોઠ કરડયા અને આંખો અરધી મીંચી. 'નર્યો તિરસ્કાર' પતી ગયું. એની આગળ એક સ્ત્રી તરીકે ય મારી ગણત્રી નથી!' તે મનમાં વિચારી રહી.

"અશક્ય છે......" લેવ્રેટસ્કી ફરી બોલ્યો અને કોટનાં બટન બીડવા લાગ્યો. "મને સમજાતું નથી, તારે અહીં આવવાની કૃપા શું કામ કરવી પડી. મને લાગે છે કે પૈસા ખૂટી ગયા હશે."

"એવું મા બોલો. મારી લાગણી શું કામ દુભવો છો ?" વારવારા હોઠમાં બોલી.

"ભલે—ગમે તે કહો—મારે કમનસીબે તું હજી મારી પત્ની છો જ; તને હું ધકેલી દઈ નથી શકતો. એટલે તને એક રસ્તો બતાવું છું—તું લેવીકી જઈને રહી શકે છે—આજે જ જઈ શકે

છે--અને ત્યાં રહેજે. તું જાણે જ છે કે ત્યાં તો સુંદર મકાન છે. અને તને કશાની ખોટ નહિ પડે. તારા માસિક હપ્તા ઉપરાંત તને જોઈએ તે મળી રહેશે. બોલ, કબૂલ છે ?"

વારવારાએ રૂમાલ મોં ઉપર ઢાંકી દીધો.

"મેં તો પહેલાંથી જ કહ્યું છે," તે ધ્રૂજતે હોઠે બોલી: "કે તમે જે કાંઈ કરશો તે મને કબૂલ જ થશે. અત્યારે તો કૃપા કરી તમારી ઉદારતા માટે મને આભાર માનવા દો. એટલું જ યાચું છું."

"ના—આટલું બસ છે. એવા આભાર વિના જ આપણું ઠીક રહેશે." લેવ્રેટ્સ્કી ઉતાવળે બોલ્યો અને પછી આગળ કહેવા લાગ્યો:-"તો હું આશા રાખું કે——"

"હા,કાલે હું લેવીકી પહોંચી જઈશ, પણ ફેડોર......" વારવારા જવાબ આપતાં ખુરસીમાંથી ઊભી થઈ. તેણે આ વખતે લેવ્રેટ્સ્કી માટે તેના વહાલના સંબોધન "થિયોડોર" ને બદલે સામાન્ય નીકટતાનું સંબોધન—"ફેડોર" વાપર્યું હતું.

"બીજું શું જોઈએ છે?"

"હું જાણું છું કે હજી હું ક્ષમાપાત્ર નથી બની. પણ હું આશા રાખું કે વખત જતાં——"

"ઓહ! વારાવારા!" લેવ્રેટ્સ્કી બરાડી ઊઠ્યો, "તું બહુ ચતુર છે, હું જાણું છું; પણ હું ય છેક મુરખ નથી. મને પૂરી ખાત્રી છે કે તારે ક્ષમાની કશી જ ગરજ નથી. અને ક્ષમા તો તને મેં કે દહાડાની આપી દીધી છે. પણ આપણી વચ્ચેનો ઊંડો અખાત એથી દૂર થતો નથી. એ છે જ, ને રહેશે."

" હું તો કેવળ આપની આજ્ઞાને આધીન રહીશ," વારવારા બોલી: " અને મૃત્યુના સમાચાર સાંભળી તમને આનંદ થયો છે એમ મેં સાંભળ્યું હોત તોય મને નવાઇ લાગત નહિ." તે કોમળ સ્વરે બોલી રહી હતી. અને એ જ સમાચારવાળી પેલી છાપાની કાપલી, જે લેવેટ્સ્કીએ ટેબલ ઉપર મૂકી રાખી હતી, તેના તરફ તેણે હાથ લંબાવ્યો.

લેવેટ્સ્કી કંપી ઊઠ્યો. એ કાપલીમાં તો પેનસીલ વડે નિશાની પણ કરેલી હતી. વારવારાએ પહેલાં કરતાં પણ વધુ દીનતા મુખ ઉપર ધારણ કરી તેના ભણી જોયું. તે અત્યંત સુંદર લાગતી હતી. તેના શરીર ઉપરનો પેરિસના કારીગરે તૈયાર કરેલો પોષાક તેને સત્તર વરસની યુવતીનો ભાસ આપી રહ્યો હતો. તેની મુલાયમ પાતળી ગરદન, એની આજુબાજુનો સફેદ કોલર ધીમા શ્વાસોચ્છ્વાસમાં ય ધડકી રહેતો તેનો સ્તનપ્રદેશ, તેના સુકોમળ હાથ અને પગો, ઘરેણાં વિનાનાં એ અંગો, તેનું નખશિખ ગુલગુલાબી બદન—બધું કેટલું કલામય હતું !

લેવેટ્સ્કીએ તિરસ્કારની નજરે તેને નિહાળી. જેમ તેમ કરી તે પોતાને એની ઉપર હલ્લો કરવા દોડતો અથવા કંઇનું કંઇ કહી નાખતો અટકાવી રહ્યો અને એકાએક ચાલતો થયો.

કલાકેકમાં તો તે વાસીલીને રસ્તે પ્રયાણ કરી રહ્યો હતો. ત્યાર બાદ બે એક કલાકમાં જ વારવારા એ શહેરની સર્વોત્તમ ગાડી ભાડે મંગાવી, નોકરડીને પુત્રીની સંભાળમાં મૂકી, પોતે મેરિયાને ત્યાં ઊપડી.

આ મુલાકાતનું રહસ્ય એ જ હતું કે—વારવારાએ નોકર બાઇ મારફત તપાસ કરાવી જાણી લીધું હતું કે લેવેટ્સ્કી રોજરોજ ત્યાં જતો હતો.

## ૩૫

**વા**રવારાં આવી તે દિવસ સેબેસ્ટ્યન માટે તો ભારે ગ્લાનિનો હતો જ પણ **લી**ઝા માટે ય કસોટીનો હતો. સવારમાં ઊઠી નીચે ઊતરે તે પહેલાં તો બારી આગળ ઘોડાના ડાબલા સંભળાયા અને એક ગુપ્ત ભયની કંપારી સહિત તેણે પેનશાઈનને અંદર દાખલ થતો જોયો.

'નક્કી—જવાબ લેવા માટે જ તે આટલો વહેલો આવ્યો હશે.' તે વિચારી રહી. અને એની આ ધારણા સાચી નીવડી. દિવાનખાનામાં એક બે આંટા મારી તેણે **લી**ઝાને બગીચામાં આવવા કહ્યું.

બગીચામાં પહોંચતાં જ **લી**ઝાએ ધારેલો સવાલ છૂટી પડ્યો.

**લી**ઝાએ બને તેટલી હિંમત ભેગી કરી અને કહી નાખ્યું: "આપણે પરણી નહિ શકીએ."

**પેનશાઈન લીઝાને સાંભળી રહ્યો. હેટને આંખ ઉપર સહેજ વધારે નીચે ખેંચી. અને પછી સંપૂર્ણ નમ્રતાનો દેખાવ કરી, રોજ કરતાં જુદા જ કંઠે તેણે પૂછી લીધું કે એ આખરી જવાબ**

હતો કે કેમ. તથા આ વિચાર ફેરવવાની પાછળ પોતે કેટલે અંશે કારણરૂપ હતો. અને પછી તેણે તેના હાથ વડે ક્ષણવાર આંખો ઢાંકી દઈ. એક ત્વરિત શ્વાસ લીધો. અને મોં ઉપરથી હાથ ખસેડી લેતાં તે બોલ્યોઃ

"હું અંધારામાં બાચકાં મારવા ન હતો ઇચ્છતો; હું મારા હૃદયના અવાજને ઝીલે એવી સાથીદાર શોધતો હતો. પણ આજે જોઉં છું તો એ મિથ્યા હતું. તો ભલે—મારી એ કલ્પનાને છેલ્લી સલામ." અને તે લીઝાને નમન કરી ચાલ્યો ગયો.

લીઝાએ તો માની લીધું કે તે સીધો ચાલ્યો જશે. પણ એ તો તેની માતા પાસે ગયો અને કેટલાક ત્યાં બેઠો. અને પછી મોડેથી ઘોડા કુદાવતો ચાલ્યો ગયો.

લીઝા તેની માતાના ખંડમાં ગઈ ત્યારે તે રડી રહી હતી. નક્કી પેનશાઈને બધી વાત કરી હતી.

"મને શું કામ આમ મારી નાખી? મને શું કામ આમ ફાંસો દીધો?" મેરિયાએ ફરિયાદોની શરૂઆત લીઝાને જોતાંવેંત આ રીતે કરી દીધી. "તારે બીજો કયો આથી સારો આદમી જોઈએ છે? શું કામ એ તારો સ્વામી થવાને લાયક નથી? આવો અમલદાર અને બધી રીતે........ અરે, પિટર્સબર્ગમાં આજે એને જોઈએ એટલી મળે—જેવા તેવા ઘરની નહિ. હું તો કેટલા વખતથી અધિરી હતી! કહું છું—આ તેં તારું મન બદલ્યું ક્યારથી? આ વાદળું ક્યાંથી ચઢી આવ્યું?—એમનું એમ તે કંઈ ઓછું આવે છે! પેલો દોઢ ડાહ્યો તો આ બધાની પાછળ નથી ને? જબરો સલાહકાર તને મળ્યો છે!"

"અને પેનશાર્ઇન !—આટલો આઘાત છતાં કેટલો સ્વસ્થ, કેવો કામમાં ચિત્ત રાખનારો, માનમરતબો જાળવનારો? મને તરછોડી નહિ દેવાનું એણે વચન આપ્યું! ઓહ! એનો ઉપકાર તો શી રીતે સહેવાશે? આહ! મારું માથું તો ફાટી પડે છે. તું તો મને મારી નાખ્યા વિના નથી રહેવાની—તારો વિચાર નહિ બદલે તો. સાંભળે તો છે ને?" અને ફરી ફરી લીઝા કેવી બેકદર, નગુણી હતી તે કહ્યા પછી મેરિયાએ તેને જવા દીધી.

લીઝા તેની ઓરડીએ ગઈ. હજી તો પેનશાર્ઇન અને મેરિયાના ઉપરાઉપરી હુમલાઓમાંથી તેને બિલકુલ શ્વાસ ખાવા જેટલો ય સમય મળ્યો ન હતો ત્યાં તો વળી એક ત્રીજે, તદ્દન અણધારી દિશામાંથી ભયંકર ઝંઝાવત તૂટી પડ્યો.

માર્ફા એકાએક તેની ઓરડીમાં આવી પહોંચી અને તેણે બારણું અંદરથી વાસી દીધું. તેનો ચહેરો ફિક્કો પડી ગયેલો હતો. એની આંખો ચમકતી હતી. એના હોઠ ધ્રૂજતા હતા.

લીઝા તો એને જોઈને હબકી જ ગઈ. ચતુર અને શાણી માર્ફા-ફોઇને કદી આવી અસ્વસ્થ દશામાં તેણે જોઈ ન હતી.

"ભલી કરી તેં તો બાઈ—ભલી કરી. મને થાય છે તને શીખવ્યું કોણે એવું બધું, મારી માડી——લાવ તો, થોડું પાણી આપ તો—મારાથી બોલાતું ય નથી." માર્ફા ધ્રૂજતે અને તૂટતે અવાજે બોલી.

"જરા શાંત પડો, ફોઈ શું છે એ તો કહો?" લીઝાએ તેને પાણી આપતાં કહ્યું. "ઊલટું મને તો એમ હતું કે તમને જ પેનશાર્ઇન ગમતા નથી." લીઝા બોલી.

માર્કોએ પ્યાલો આઘો ખસેડ્યો. "મારાથી નહિ પીવાય. મારા તો દાંત નીકળી પડશે એમ લાગે છે. પેનશાઈનને આ વાત સાથે લાગે વળગે છે શું? આપણને પેનશાઈનની પડી ય શી છે? મારે તો તને એ પૂછવું છે કે લોકો સાથે મોડે મોડે રાતે મુલાકાતો કરવાનું તને શીખવ્યું કોણે?—ઓહ માડી!"

લીઝાનું મોં ફિક્કું પડી ગયું.

"મહેરબાની કરી જૂઠું ના બોલતી. શુરોચકાએ જાતે જોયું છે—એણે જ મને કહ્યું ને! એ ગમે ત્યારે ગમે તેમ બડબડે છે એ મને ગમતું નથી, એ ખરું; આમ તો એને હું દબાવું ય છું પણ જૂઠું એ કદી ય બોલે નહિ."

"પણ હું ય જૂઠું બોલવા નથી ઇચ્છતી, ફોઈ." ભાગ્યે જ સાંભળી શકાય એવા ધીમા અવાજે લીઝા બોલી.

"ઓહ હો! તો એ સાચું જ છે, એમ ને? એ પાપીડાને મળી હતી? એ મીઠાબોલા સાથે તેં મધરાતે મુલાકાત ગોઠવી હતી?"

"ના"

"તો પછી?"

"હું નીચે ચોપડી શોધવા આવી હતી. એ બગીચામાં હતા. અને તેમણે મને બોલાવી."

"અને તું ગઈ? બહુ સારું કર્યું—બાઈ! મને લાગે છે તું એને ચાહતી જ હોઈશ, ખરું ને?"

"હા—હું ચાહું તો છું જ." લીઝાએ શાંતિપૂર્વક કહ્યું.

"ઓહ માડી! તું એને ચાહે છે! એક પરણેલા આદમીને તું ચાહે છે! એના પ્રેમમાં છે!" માથા ઉપરનો રૂમાલ ખસેડતાં **માર્ફા** બોલી.

"એમણે મને કહ્યું હતું—" **લીઝા**એ કંઈક કહેવા માંડયું.

"એ શકરાબાજે શું કહ્યું હતું? જાણું તો?"

"એણે કહ્યું હતું કે એની પત્ની ગુજરી ગઈ છે."

**માર્ફા** મૃત્યુની વાત સાંભળતાં જ ઊંચે આકાશ ભણી દૃષ્ટિ કરી બોલી: "સ્વર્ગમાં તારો વાસ હો. બહુ ચંચળ છોકરી હતી. પણ આપણે એની પંચાત શું કામ કરીએ? ઓહો, તો એમ છે! હવે ખબર પડી, એ તો વિધુર છે. તેમાં આગળ વધી રહ્યો હશે! એક બૈરીનો તો જીવ લીધો, હવે બીજી પાછળ પડયો છે! ખરેખર, અદ્ભુત માણસ લાગે છે. પણ દીકરી, કહેવા દે મને; આનું પરિણામ સારું નથી આવતું. ગુસ્સે ના થઈશ, માડી. મુરખાઓ જ સાચી વાત સાંભળતાં ગુસ્સે થાય છે. મેં તો કહી રાખ્યું છે કે આજે એ આવે તો ય મને મળવા એને અંદર ન આવવા દેતા. મને ય એ છોકરો તો ગમે છે, પણ આવું કરે તો માફી ના આપી શકાય. અંહ! એ વિધુર છે, એમ ને!—લાવ તો, પાણી લાવ તો. એ તો ઠીક, પણ આ પૅનશાઈનની કાપી નાખી તે તેં બહુ સારું કર્યું. પણ પુરુષો સાથે રાતે રાતે એમ બેસે તે ઠીક નહિ. આ મારા ઘરડાપામાં મને દુઃખી ના કરીશ."

**માર્ફા** ચાલી ગઈ પછી પણ **લીઝા** એક ખૂણામાં બેસી રહી અને ખૂબ મોડે સુધી તેણે રડયા કર્યું. એનું હૃદય ભારેખમ બની ગયું હતું. આટલું અપમાન, આવા તુચ્છકારને તે લાયક ન

હતી. પ્રેમે આ છોકરી સમક્ષ પોતાનું સ્વરૂપ આનંદદાયક રીતે પ્રકટ કર્યું ન હતું. ગઈ કાલ સવારથી અત્યાર સુધીમાં તે બે વાર રડી ચૂકી હતી. આ નવી અને કદી નહિ પ્રીછેલી લાગણી તેના જીવનમાં હજી હમણાં જ ફૂટી રહી હતી. અને એટલામાં તો તેને કેટકેટલું સહેવું પડ્યું હતું—કેટલા ભારે દામ ચૂકવવા પડ્યા હતા! બીજા અણઘડ હાથો તેની આ પ્રિયગુપ્તતા ઉપર કેવા આઘાત કરી રહ્યા હતા! આ વર્તનથી તેને દુઃખ થયું, તે ધવાઈ, તેને શરમ આવી. પરંતુ કોઈ આશંકા કે કોઈ ભય હવે તેને રહ્યો ન હતો. પ્રેમ કરવા બદલ તેને દુઃખ ન હતું. એનો ધા ન હતો, એને માટે શરમ ન હતી. લેવ્રેટ્સ્કી તેને અધિકતર પ્રિય હતા ને હજી વધારે થતો જતો હતો.

આજ લગી તેણે સંકોચ અનુભવ્યો હતો, તે ખચકાઈ હતી કેમકે પોતાની લાગણીઓને જ તે પૂરેપૂરી પિછાની શકી ન હતી. પણ પેલી એક મુલાકાત પછી, એક જ ચુંબન પછી——એનો બધો સંકોચ, એની બધી આનાકાની, અનિશ્ચિતતા અદશ્ય થઈ ગઈ હતી. હવે તેને ખબર પડી ચૂકી હતી કે તે ચાહતી હતી, પ્રેમ કરતી હતી—તે પ્રેમમાં હતી; અને તે જેવા તેવા નહિ, અગાધ, અદ્ભુત, અંતરતમ અને સાચદિલ. તે જોઈ શકી હતી કે તેનો પોતાનો પ્રેમ સારી જિંદગીના છેડા સુધી પહોંચે એટલો અતૂટ અખંડ અગાધ હતો. એને જગતની કોઈ ધાકધમકીઓની ભીતિ રહી ન હતી. તે અનુભવી રહી હતી કે દુનિયાભરનો અત્યાચાર પણ પ્રેમની એ ગાંઠને તોડી કે છોડી શકે એમ ન હતો.

## ૩૬

**વારવારા** મળવા આવી છે એવા સમાચાર સાંભળતાં જ મેરિયા હાંફળી ફાંફળી બની ગઈ. તેનો સત્કાર કરવો કે નહિ તેની તેને સમજ પડી નહિ. લેવ્રેટ્સ્કીને શું થશે, કેવુંક લાગશે તેના વિચારે એ મુંઝાઈ. પણ આખરે તેની કુતુહલ વૃત્તિનો વિજય થયો.

"ગમે તેમ તો ય એ સંબંધી તો છે." તેણે પોતાના મનને મનાવ્યું. તેણે પોતે આરામખુરસીમાં બેસી જઈ નોકરને કહ્યું, "અંદર આવવા દે."

થોડીક ક્ષણમાં બારણું ઉઘડયું અને બિલકુલ અવાજ વિના ઝડપથી **વારવારા** દાખલ થઈ. અને **મેરિયા** ઉભા થાય તે પહેલાં તો તે તેનાં ચરણોમાં ઢળી પડી.

"આભાર તમારો. ઘણો ઘણો આભાર. મને એવી જરાય આશા ન હતી કે તમે મને અંદર આવવા દેવાની રજા આપી આટલી ઉપકૃત કરશો. તમે તો ભલાઈની મૂર્તિ છો." ઊંડી લાગણીભરપૂર કંઠે ધીમેથી તે રશિયનમાં બોલી.

અને એટલું બોલી તેણે એકાએક **મેરિયાનો** હાથ પકડયો. પોતાના મોજાં પહેરેલા હાથ વડે દબાવ્યો ને પછી ફૂટતા

ગુલાબ શા તેના હોઠ સુધી માનપૂર્વક ઊંચો કર્યો. મેરિયા આ રૂપરમણી, અદ્‌ભુત પરિધાન-ધારી નારીને પોતાનાં ચરણોમાં બેઠેલી જોઇ અતિશય આનંદમાં આવી ગઈ અને સામે શું કરવું, કેમ વર્તવું તેની તેને સૂઝ પડી નહિ. તેને હાથ પાછો ખેંચી લેવાની થોડી વૃત્તિ થઇ, પોતાના આ મહેમાનને સામે બેસારવાની અને પ્રેમપૂર્વક તેની સાથે વાર્તાલાપ કરવાની ય થોડી વૃત્તિ થઈ. આખરે તેણે ઊઠી વારવારાના મુલાયમ અને સુગંધી કપાળ ઉપર ચુંબન કર્યું.

વારવારા એ એક જ ચુંબનથી જીતાઈ ગયેલી હોય એવી બની ગઇ.

"શું ચાલે છે?" મેરિયાએ પૂછ્યું. અને તેણે આગળ ચલાવ્યું : "મને કદી કલ્પના ય ન હતી—ગમે તેમ તને મળતાં મને ઘણો જ આનંદ થાય છે. તું સમજી શકશે, વરવહુના ઝગડામાં ન્યાય જોખવા બેસવાનું કામ મારું નથી."

"પણ--મારા પતિનો જરાય વાંક નથી. હું પોતે જ દોષિત છું." વારવારા અધિરાઈ વ્યકત કરતી બોલી ઊઠી.

"આ તારી કબૂલાત માટે તને ધન્યવાદ ઘટે છે. મેરિયા બોલી અને તેણે આગળ ચલાવ્યું : "ક્યારની આવી છે? લાંબો વખત થયો? એને મળી?——બેસ તો ખરી."

"કાલે જ આવી." દીનતાનો ભાવ વ્યક્ત કરતી વારવારા ખુરસી ઉપર બેઠી. "હા—એમને મળી. વાત ય થઈ."

"એમ? શું કહ્યું એણે?"

"મને તો હતું—કોણ જાણે આમ એકાએક જઈ પહોંચું

છું તે ગુસ્સો કરશે; મળવાની ના પાડશે. ના—પણ મને મળ્યા ખરા."

"એમ કે? એ તને મળ્યો?——હા-હા-બહારથી જ એ જડ જેવો દેખાય છે, અંદરથી પાછો એટલો જ પોચો છે." મેરિયા બોલી.

"ફ્યોડારે મને ક્ષમા તો નથી આપી. એ મને પૂરી સાંભળવા જ ન હતા ઇચ્છતા. પણ લેવ્રોકીમાં રહેવાની મને ગોઠવણ કરી આપવા જેટલી ભલાઈ એમણે દાખવી છે."

"ઓહ! સુંદર સ્થળ છે."

"એમની ઇચ્છા અનુસાર કાલે હું ત્યાં ચાલી જઈશ. પણ જતાં પહેલાં તમને મળી જવાની મને ફરજ લાગી, એટલે આવી છું."

"મને ખૂબ ખૂબ આનંદ થયો, ગમે તેમ હોય. પણ માણસે સગપણ ભૂલવું ન જોઈએ. પણ ખરું કહું? આ તારું આટલું સુંદર રશિયન સાંભળીને તો હું તાજુબ જ થઈ ગઈ છું."

વારવારાએ સ્મિત કર્યું.

"ખરી વાત છે—વરસો લગી હું બહાર જ રહી છું. પણ માનશો—મારું હૃદય તો સદા રશિયન જ રહ્યું છે--મારી આ માતૃભોમને હું જરા ય ભૂલી નથી?"

"ખરી વાત છે. શું કામ ભુલાઈ જવું જોઈએ? પણ— લેવ્રેટ્સ્કીને તો તમે આવશો એવી આશા ન હતી. ઓહ! પણ આ હાર તો અદ્દભુત લાગે છે!"

"ગમે છે તમને?" એમ બોલી વારવારાએ તરત જ તે

ઉતારી આપ્યો. અને બોલી: "આમ તો બહુ સાદો છે. મેડમ... એ મને ભેટ આપેલ છે."

"એ તો તરત જ જણાય છે. શો સુંદર છે! કેવો સુંદર તમારો 'ટેસ્ટ' યે છે! મને લાગે છે તમે તો કંઈ કેટલી ય બીજી સુંદર ચીજો લેતાં આવ્યાં હશો. મને તો જોવાનું ખૂબ ગમે છે—બતાવશો ને?" મેરિયાએ પૂછ્યું.

"મારું બધું ટોઈલેટ* આપને ચરણે છે. જોઈએ તે લઈ શકો છો. એક દાસી ય પારિસથી સાથે લેતી આવી છું. ગૂંથવામાં ગજબ હોશિયાર છે."

"ખરેખર, તું તો ખૂબ મઝાની છે. પણ હજી મારા દિલમાં—" મેરિયા લાગણી રેડતી બોલી.

"તમે એ બધાંમાં ન પડતાં. મને સુખી બનાવવા ઇચ્છતાં હો તો બીજી કશી ભાંજગડમાં ન પડતાં."

મેરિયાએ વારવારાને નિરાંતે બેસવા કહ્યું.

"ઘણી મહેરબાની." ઊંડી લાગણીમયતા વ્યક્ત કરતી હોય એમ બે હાથ ભેગા કરી મેરિયાની સામે ટગી રહી વારવારા બોલી.

"વાહ! આપણે સાથે જમશું ને? મારી દીકરી સાથે ઓળખાણ પણ કરાવીશ." જરા અટકી કંઈક વિચારીને બોલી: "એની તબિયત હમણાં સારી નથી રહેતી."

વારવારાએ રૂમાલવડે આંખો લૂછતાં ફરી પાછા પ્રશંસાના ઉદ્ગારો કાઢ્યા.

---

* શણગારની ચીજો

એ વખતે નોકર સર્જિયસ આવ્યાના ખબર કહી ગયો. અને તરત જ આ પુરાણો ગપાટીદાસ હસતો હસતો અંદર આવી જ પહોંચ્યો.

મેરિયાએ બંનેને પરિચય કરાવ્યો. પહેલાં તો સર્જિયસ જરા ઝંખવાણો પડ્યો અને શરમાયો પણ વારવારાએ તેની સાથે એટલી બધી મીઠાશ અને નીકટતાપૂર્વક વર્તન ચલાવ્યું કે તે તેના મૂળ રસમાં આવી ગયો અને તેની વાગ્ધારા પૂર્વવત્ શરૂ થઈ ગઈ.

પહેલાં તો વારવારા સાંભળી રહી. પછી વચમાં વચમાં હસવા લાગી અને પછી તો વાતોમાં ભાગ લેતી થઈ ગઈ. તેણે પેરિસની, મુસાફરીની, અને અનેક ફેશનની વાતો કરી. તેણે બે ત્રણ વાર સૌને હસાવ્યાં. અલબત્ત, વચમાં વચમાં તે ધીમા નિઃશ્વાસો નાખતી રહી. વાતમાં ને વાતમાં તેણે પોતાની પુત્રીને અહીં લઈ આવવાનું પૂછી લીધું. તેણે અનેક નવીન ફેશનની વાતો કરી અને પોતાની સાથે જે થોડી લાવી હતી તેમાંથી કેટલીક મેરિયાને મોકલવાનું પણ કહ્યું. મેરિયાએ એ વાતનો સ્વીકાર કર્યો એથી એને અનહદ આનંદ થયો.

એવામાં લીઝા અંદર આવી પહોંચી.

સવારમાં જ્યારથી તેણે લેવ્રેટ્સ્કીની ચિઠ્ઠી ભય અને નિરાશા સહિત વાંચી હતી ત્યારથી તેણે વારવારા સાથેની મુલાકાતની માનસિક તૈયારી તો કરવા માંડી હતી. તેણે કલ્પી જ લીધું હતું કે વારવારા મળવા આવ્યા વિના નહિ રહે અને એની મુલાકાતથી ભાગતા ન ફરવાનો ય તેણે નિશ્ચય કરી લીધો હતો. આજ લગીમાં તેણે જે નાપાક કલ્પનાઓ કરી હતી, જે અયોગ્ય આશાઓ સેવી હતી તેની સજા વહોરી લેવાનું તેણે દુરસ્ત ધાર્યું હતું. પણ તેમ

છતાં આ અકલ્પિત કટોકટીએ તેને તદ્દન તોડી નાખી હતી. માત્ર આ બે જ કલાકમાં જાણે તેનું મોં ફિક્કું પડી ગયું હતું. જો કે —હજી સુધી તેણે આંસુનું એક બિંદુ ય પાડયું ન હતું.

'તું એ જ લાગની છે.' તેણે પોતાના મનને કહ્યું. પણ તેની જ સાથે એક નહિ, અનેક અદૃશ્ય ઉત્તેજક દુષ્ટ કટુ વિચારો અને આવેગો તેના મનને ભરી બેઠા.

'ના—પણ મારે જવું જ જોઈએ' તેણે નિશ્ચય કર્યો અને વારવારાના આવ્યાની ખબર પડી કે તરત જ તે મળવા માટે નીકળી પડી. પણ દિવાનખાના પાસે આવતાં તેના પગ ઢીલા પડી ગયા કંઈ કેટલો ય વખત તે બહાર ઊભી રહી અને બારણું ઉઘાડવું કે નહિ, તેની ગડભાંજમાં પડી. આખરે તેણે—'હું એની આગળ ગુનાહિત છું—મારે જવું જ જોઈએ.' એમ વિચારી અંદર પ્રવેશ કર્યો. અને બેબેબે તેની તરફ જોયું. બેબેબે સ્મિત કર્યું.

વારવારાએ જેવી લીઝાને જોઈ કે તરત જ તે ઊઠી આગળ આવી અને દબદબાપૂર્વક નમસ્કાર કરી બોલી:

"મારો પરિચય આપવાની રજા આપશો—" વારવારાએ ઝેરીલા સૂરે બોલવા માંડયું: "તમારાં માતાજી તો મારા ઉપર પારવિનાનું હેત રેડી રહ્યાં છે—મને આશા છે કે તમે ય મારી ઘૃણા નહિ કરો."

વારવારાનો ચહેરો ઉપર ઉપરથી તો પ્રેમથી નીતરતો જણાતો હતો; પણ એની પાછળ દુષ્ટ સ્મિત ડોકાઈ રહ્યું હતું. તેનો આ મુખભાવ તથા તેના હાથ અને ખભાનું હલનચલન, તથા તેનો વેશ—આ બધાંએ લીઝાના મનમાં એકાએક એવી ઊંડી ઘૃણા

જન્માવી કે તે બિલકુલ બોલી જ ન શકી. જેમતેમ કરીને તેણે તેનો હાથ માત્ર લંબાવ્યો.

વારવારા ચતુર રમણી હતી. તે સમજી ગઈ કે, છોકરીનો બિલકુલ સમભાવ તેના પ્રત્યે નથી. લીઝાનાં ઠંડાં આંગળાં જ જાણે એ વાત કહી રહ્યાં હતાં. વારવારા મેરિયા ભણી ફરી ખૂબ મીઠેથી બોલી: "ખૂબ જ સુંદર રૂપવાન છોકરી છે તમારી."

લીઝા આ અરધા હોઠમાં બોલાયેલા શબ્દોનો અર્થ સમજી ગઈ. તેના મોઢા ઉપર રતાશ છવાઈ ગઈ. એ શબ્દોમાં રહેલા અપમાન અને કટાક્ષની વૃત્તિથી તે ઘવાઈ પણ ખરી. તેમ છતાં તેણે આ પ્રથમ છાપ ઉપર વિશ્વાસ રાખી તેને વિષે કોઈ અભિપ્રાય બાંધી લેવાનું યોગ્ય ન ગણ્યું અને બારીની પાસેની ખુરસી ઉપર જઈને તે બેઠી.

પણ ત્યાંય વારવારાએ તેને જંપીને બેસવા ન દીધી. લીઝાની પાસે આવી તેણે તેની હોશિયારી તથા ગમવૃત્તિનાં વખાણ કરવા માંડ્યાં. લીઝાનું હૈયું દુઃખના બોજથી વગરા રહ્યું. તે કેમે કરી પોતાના ઉપર સંયમ રાખી શકી નહિ, કેમે કરી ત્યાંથી ઊઠી જઈ શકી પણ નહિ. એને જાણે એમ જ લાગતું હતું કે વારવારા બધું જાણતી હતી અને જાણી જોઈને ગુપ્ત રીતે તેની મશ્કરી કરી રહી હતી.

સદ્ભાગ્યે સર્જિયસે વારવારા સાથે વાતો શરૂ કરી અને તેનું ધ્યાન રોકી લીધું. લીઝા બારીને અઢેલીને એવી રીતે બેઠી કે પોતે ન દેખાય, પણ જોઈ શકે બધું. 'આ સ્ત્રીને એ એક વખત ચાહતા હતા!' તેના મનમાં વારવારાને જોતાં વિચાર આવ્યો. પણ તરત જ તેણે લેવેટ્સ્કી વિષેનો એટલો વિચાર પણ મનમાંથી

ધકેલી કાઢ્યો. ધીમે ધીમે તેનું માથું ફરતું હોય એમ એને લાગ્યું. અને ફરી સ્વસ્થતા ગુમાવી બેસવાની એને બીતિ લાગી.

**મેરિયા**એ સંગીત વિષે વાતો કરવા માંડી: "મેં તો સાંભળ્યું છે, કે તું ઘણું જ સુંદર ગાય છે."

"બહુ વખત થયાં ગાયું નથી." **વારવારા**એ જવાબ આપ્યો. ને તરત જ ઊભી થઈ પિયાનો પાસે પહોંચી અને જરા પણ વિલંબ વિના આંગળીઓ ચલાવતી બોલી: "વગાડું કે?"

"તો તો અમારા ઉપર ઘણી દયા થશે." **મેરિયા**એ જવાબ આપ્યો.

**વારવારા**એ એક ઉસ્તાદની જેમ ભારેમાં ભારે ગીતો બજાવ્યાં, ગાયાં. એની ઝડપ અદ્ભુત હતી.

"અદ્ભુત!" **સર્જિયસ** બોલ્યો.

"તું તો ગજબ કરે છે! આટલું અદ્ભુત ગાતી હશે, એની કોને ખબર? કહું છું—'કોન્સર્ટ' શું કામ ન આપે? અમારે ત્યાં એક સંગીતકાર છે—એક વૃદ્ધ જર્મન છે—ભારે પંડિત અને બહુ મગજવાળો. **લીઝા**ને એ જ શીખવે છે. તને સાંભળીને એ ગાંડો-તુર થઈ જશે."

"**લીઝા**વેટા પણ સંગીતનાં સારાં જાણકાર છે, ત્યારે તો?" **વારવારા**એ **લીઝા** તરફ દૃષ્ટિ કરતાં પૂછ્યું.

"હા. બહુ સારું વગાડે છે એમ નહિ, પણ ખરાબ યે નહિ. અને શોખ તો એને ઘણો છે. પણ તારી સરખામણીમાં એનો શો હિસાબ? પણ અમારા એક બીજા જુવાન મિત્ર છે. તારે તો

એમનો પરિચય કરવો જ જોઈએ. એ ખરેખરો કળાકાર છે. એ તો સુંદર લખે પણ છે. અહીં તો એ એક જ આદમી છે જે તારી પૂરેપૂરી કદર કરી શકે."

"જુવાન છે? શું કરે છે? હશે બિચારો કોઈ ગરીબ......" વારવારા ધીમેથી બોલી.

"માફ કરજે. અહીંનો તો એ મુખ્ય અમલદાર છે. અને આખા પિટર્સબર્ગના આગળ પડતા અમલદારોમાંનો એક છે. તેં તો જરૂર એનું નામ સાંભળ્યું હશે——પૅનશાઇન. હમણાં સરકારી કામે અહીં જ છે. થોડા વરસોમાં મિનિસ્ટર બનશે."

"અને કળાકાર પણ છે?"

"અરે કળા તો એની રગેરગમાં છે. તું એને મળી શકશે. સવારે અહીં જ હતો. અને સાંજેય આવવાનું મેં કહ્યું તો છે. મને આશા છે કે આવશે જ." મેરિયા જરા નિઃશ્વાસ નાખી કટુ સ્મિત સહિત બોલી.

લીઝા આ સ્મિતનો અર્થ સમજી ગઈ. પણ એનું મન એ વખતે બીજા વિચારોથી ભરાયેલું હતું.

"અને એ જુવાન છે?" પિયાનો ઉપર આંગળી દોડાવતાં વારવારાએ ફરી પૂછ્યું.

"માત્ર અઠ્ઠાવીસ વર્ષનો——અને બહુ જ આકર્ષક છે."

"એક આદર્શ જુવાન કહી શકાય તેવો" સર્જિયસે ટાપસી પૂરી.

વારવારાએ એક ઊંચા સૂરવાળું અને ઝડપી ગીત છેડ્યું.

સર્જિયસ લગભગ ચમકી ઊઠ્યો. સંગીત અધવચમાં પહોંચ્યું ત્યારે તો જાણે આનંદોત્સવનો રંગ છંટાઇ રહ્યો હતો. પણ તરત જ વારવારાએ લય બદલ્યો. કરુણમાં એને પલટી નાખ્યું કેમકે એકાએક તેને સ્મરણ થયું કે આનંદનું સંગીત તેની આ સ્થિતિમાં સારું નહિ દેખાય, તેને નહિ શોભે.

મેરિયા કેવળ મુગ્ધ બની ગઈ હતી.

"શો અદ્‌ભુત રોમાંચ!" તેણે સર્જિયસને કહ્યું.

"કમાલ છે" મોં ઊંચું કરી તે બોલ્યો.

જમવાનો સમય થયો. બધું પીરસાઇ ગયું પછી માર્ફા આવી. તે વારવારા સાથે બહુ ઉત્સાહપૂર્વક ન વર્તી. તેના સવાલોના ય પૂરા જવાબો ન આપ્યા અને એની સામું તો એકવાર જોયું સરખું નહિ. છેવટે વારવારાને સમજાયું કે એ ડોસી સાથે કંઈ વાતચીત થઇ શકે એમ નથી. એટલે એણે જ થાકીને બંધ કરી. બીજી બાજુ, મેડમ મેરિયા તેના આ મહેમાન પ્રત્યે વધારે ને વધારે લળી લળીને વર્તન કરતી હતી. માર્ફાએ આજે વારવારા તરફ જ દ્રષ્ટિ ન કરી, કે તેની સાથે જ તે જાણી જોઇને ને તોછડાઇથી વર્તી એવું ન હતું. લીઝા તરફ પણ તેણે દૃષ્ટિપાત ન હતો કર્યો. આજે તે તદ્દન નિશ્ચેષ્ટની જેમ ફિક્કે મોંએ બેસી રહી. જમવામાં પણ તેનું દિલ ન હતું.

જમણ દરમિયાન વારવારાએ થોડીક વાતો કરી. પણ વળી પાછી તેના મોં ઉપર ગમગીની અને નમ્રતા દેખાવા લાગી. સર્જિયસ એક જ હતો, જેણે તેની સાથે કંઇ ને કંઇ વાતો

ચલાવ્યા કરી. અલબત્ત, તે પણ વચમાં વચમાં **માર્ફા** ઉપર નજર પડતાં સંકોચાઈ જતો ને ખાંસી ખાવા લાગી જતો. ખરી વાત એ છે કે, જ્યારે જ્યારે તે **માર્ફા**ની હાજરીમાં કોઈ વાતને ઓપ આપવા બેસી જતો ત્યારે ત્યારે તેને ખાંસી પકડી જ લેતી હતી પણ આ વખતે **માર્ફા**નું એના તરફ લક્ષ જ ન હતું.

જમવાનું પૂરું થતાં **મેરિયા**ને ખબર પડી કે **વારવારા** પાનાની જબ્બર શોખીન છે, એટલું જ નહિ પણ તેમાં નિપુણ છે. આથી તેનું આ નારી પ્રત્યેનું માન ઓર વધી ગયું અને મૂરખ **લેવ્રેત્સ્કી** આવી સ્ત્રી સાથે ય નિરાંતે સુખે ન રહી શક્યો—એ વિચારે તે તાજુબ થઈ.

તે **વારવારા** અને **સર્જિયસ** સાથે રમવામાં પડી. **માર્ફા** **લીઝા**ને પોતાની સાથે લઈ મેડે ગઈ. તેને ખાત્રી હતી કે **લીઝા**ની મૂંઝવણનો પાર નહિ હોય અને તેનું માથું જરૂર ભારે બની ગયું જ હશે.

**લીઝા**ને જતી જોઈ **મેરિયા** **વારવારા**ને ઉદ્દેશી બોલી: "બિચારીનું માથું બહુ દુઃખ્યા કરે છે. આજ કાલ તો મારું ય ગજબ દુઃખે છે."

"ખરેખર?" **વારવારા** બોલી.

**લીઝા** ફોઈના ખંડમાં જઈ એક આરામ ખુરસીમાં પડી. તે તદ્દન લોથ થઈ ગઈ હતી. ઘણો સમય **માર્ફા** તેને ચૂપચાપ જોઈ જ રહી. અને પછી તે મૂંગી મૂંગી તેની આગળ નમી અને તદ્દન શાંત રીતે તેણે **લીઝા**નો હાથ ચૂમ્યો.

**લીઝા** પણ નમી અને તેનું મોં લાલ બન્યું. તેણે રડવાનું

શરૂ કરી દીધું હતું. તેણે કોઇને ઊભા ન કરી કે ન તો પોતાનો હાથ છોડવી લીધો. તેને લાગ્યું કે હાથ પાછા ખેંચી લેવાનો તેને હક્ક નથી—આ વૃધ્ધાને તેની સહાનુભૂતિ અને તેનું દુઃખ વ્યકત કરતી અટકાવવાનો પોતાને કશો અધિકાર નથી.

બંનેની આંખોમાંથી આંસુ વહી રહ્યાં. નાનકડા દીવાની લાંબી ક્ષીણ જ્યોત પવિત્ર મૂર્તિની સામે બળી રહી હતી. પાસેની ઓરડીમાં નસ્ટાસિયા પણ ઊભા ઊભા તેની આંખો લૂછી રહી હતી.

૩૭

**નીચે** પત્તાં રમાઈ રહ્યાં હતાં. મેરિયા જીતતી હતી એટલે ખૂબ મોજમાં હતી. એટલામાં નોકરે આવી પેનશાઈનના આવ્યાની ખબર આપી. મેરિયાએ ફટ દઈને પાનાં નાખી દીધાં અને ખુરસીમાં જ કૂદી. વારવારા તેની સામે સ્મિતભર નયને જોઈ રહી અને પછી બારણા ભણી જોવા લાગી.

પેનશાઈન ગળા સુધી બટન બીડેલા કાળા કોટમાં સજ્જ થયેલો હતો. 'આપની આજ્ઞાનું પાલન કરવું આજે તો મારે માટે ભારે મુશ્કેલ હતું પણ શું કરું? આવ્યો.'—એના ગંભીર તાજા હજામત કરેલા મોં ઉપર આવો ભાવ રમતો હતો.

"વાહ! પેનશાઈન! તું તો રજાબજા લીધા વિના જ સીધો અંદર ઘૂસી આવે છે!" મેરિયા બોલી.

પેનશાઈને સામું જોયું. કશો જવાબ આપ્યો નહિ. અને તેણે સભ્યતાભર્યું નમન કર્યું.

મેરિયાએ તેનો વારવારા સાથે પરિચય કરાવ્યો. પેનશાઈને અત્યંત નમ્રતા અને માનપૂર્વક નમન કર્યું. અને પછી ટેબલ પાસે

બેઠો. તેણે લીઝાના ખબર પૂછ્યા. અને આજે તેને ઠીક નથી એમ જાણી દિલગીરી વ્યક્ત કરી. પછી તે વારવારા સાથે વાતે વળગ્યો. એકે એક શબ્દ રાજદ્વારી ઉસ્તાદની જેમ તે તોળી તોળીને બોલી રહ્યો હતો. પણ એની આ ઉસ્તાદીની કશી અસર વારવારા ઉપર પડી હોય એમ ન લાગ્યું. ઊલટું એને આ વિચિત્ર લાગ્યું અને તેના તરફ તે સ્મિત કરતી જોઈ રહી. એટલું જ નહિ પણ પોતે તદ્દન સ્વસ્થ રીતે, નિરાંતે તેની સાથે વાતો કરવા લાગી. વચમાં વચમાં તેનાં સુકોમળ નસકોરાં, જાણે દબાવેલા હાસ્યને વ્યક્ત કરી દેતાં હોય એમ ફૂલતાં હતાં.

મેરિયાએ વારવારાનાં અહોગાન ગાવાં શરૂ કરી દીધાં. પેનશાઈને નમ્રભાવે મૌન રહી એમાં પોતાની સંમતિ દર્શાવી. વારવારા તેની આંખ અરધી મીંચી અરધી ઉઘાડી રાખી વચમાં બોલી: "ઓહ! તમે તો કલાકાર છો!"

આ શબ્દો સાંભળતાં વેંત પેનશાઈનનો ચહેરો, એક ક્ષણવારમાં, જાણે જાદુ ન થયો હોય એમ, બદલાઈ ગયો. તેનો બધો સંક્ષોભ ચાલ્યો ગયો. તે એકદમ હસી પડ્યો. અને ક્ષણવારમાં ખૂબ નીકટતાનો આનંદ તેના મોં ઉપર ફેલાઈ ગયો. તેણે કોટનાં બટનો કાઢી નાખ્યાં. અને બોલ્યો: "હું? કલાકાર? ના જરા ય નહિ. પણ તમે, મેં સાંભળ્યું છે કે, ખરેખરાં કલાકાર છો."

અને ઊઠીને તે પિયાના પાસે ગયો.

"ગા—તું પહેલાં ગા—'તરે...ચંદ્રિકા'......વાળુ" મેરિયાએ પેનશાઈનને ઉદ્દેશી કહ્યું.

"તમે ય ગાવ છો?" ત્વરિત દૃષ્ટિએ તેના તરફ જોતાં વારવારાએ પૂછ્યું: "ગાવ, ગાવ, શરૂ કરો."

પેનશાઈન છટકવા લાગ્યો.

"બેસો, ચાલો," વારવારાએ ખુરસી ઉપર હાથ પછાડી નિશ્ચયી અવાજે કહ્યું.

તે બેઠો. ઉધરસ ખાધી. પછી ખમીસનો કૉલર ઠીક કર્યો અને ગાઈ નાખ્યું.

"સુંદર, તમે તો ઘણું જ સુંદર ગાવ છો. ફરીથી ગાવ." એમ બોલી તે પિયાનોની બીજી બાજુએ, પેનશાઈનની બરાબર સામે આવી બેઠી.

પેનશાઈને ફરી ગાયું. આ વખતે તેણે કંઠમાં સારી પેઠે થડકાર ઊતાર્યો. વારવારા તેના તરફ સ્થિર દૃષ્ટિએ જોઈ રહી. કોણી પિયાનો ઉપર ટેકવેલી હતી અને શ્વેત હથેળીઓ વડે મોઢું દબાવેલું હતું. સંગીત પૂરું થતાં તે "અદ્ભુત......અદ્ભુત" બોલી ઊઠી. "બોલો તમે સ્ત્રીના કંઠ વિષે એકે ગીત લખ્યું છે?" તેણે તરત જ પૂછ્યું.

"હું ભાગ્યે જ કંઈ લખું છું." પેનશાઈને જવાબ આપ્યો. "એટલો વખત જ મળતો નથી. કામધંધામાંથી કદીક વખત મળે ત્યારે વળી થોડુંક લખી નાખું છું. પણ તમે? તમે તો ગાવ છો ને?"

"હાસ્તો. ગાશે જ તો હવે તો." મેરિયાએ ટાપસી પૂરી.

વારવારાએ માથું ઉછાળ્યું ને ગાલ ઉપર આવેલા વાળને પાછા ફેંક્યા. અને પછી પેનશાઈનને ઉદ્દેશી બોલી: "આપણે સાથે ગાઈએ. આપણો કંઠ ભેગો સારો ઊઠશે. પેલું............ ગીત તમને આવડે છે ને?"

"પહેલાં આવડતું હતું—ઘણાં વરસો પહેલાં. અત્યારે તો ભૂલી ગયો છું." પેનશાઇને જવાબ આપ્યો.

"કંઈ વાંધો નહિ. પહેલાં આપણે મેળવી જઈશું. મને ત્યાં આવવા દો."

**વા**રવારા પિયાનો ઉપર બેઠી. પેનશાઈન તેની બાજુએ ઊભો રહ્યો. બંને જણે ગણગણવા માંડયું. **વા**રવારા વચમાં વચમાં પેનશાઈનને સુધારતી. પછી બંને જણે મોટેથી ગાયું બજાવ્યું. અને વળી ફરીથી એનું એ ગાયું. **વા**રવારાના કંઠમાં જોઈએ તેટલી તાજગી ન હતી. પણ તેણે એ દેખાવા ન દીધો. શરૂમાં પેનશાઈન અસ્વસ્થ બન્યો, અને ભૂલો પણ કરવા મંડયો પણ પછી કલાકારના દબદબાથી તેણે પૂરું કર્યું.

ત્યારબાદ **વા**રવારાએ બે ત્રણ બીજાં ફ્રેન્ચ ગીતો ગાયાં, **મે**રિયાને પોતાનો આનંદ કેવી રીતે વ્યક્ત કરવો તેની જ સમજ પડતી ન હતી. અને વારેવારે તેને **લી**ઝાને બોલાવરાવવાનું મન થતું હતું. **સ**ર્જિયસ પાસે પણ વખાણ કરવા જેવી વાણી ન હતી. એટલે તે પણ કેવળ માથું હલાવી બેસી રહ્યો. પણ એવામાં એણે કોઈ ન જુવે તેમ બગાસું ખાઈ લીધું.

પણ **વા**રવારાની ચકોર દૃષ્ટિમાંથી એ બગાસું છટકી ન શકયું. તેણે તરત જ બજાવવું બંધ કરી, પિયાનો ભણી પીઠ ફેરવી કહ્યું: "ચાલો જરા વાતો કરીએ. બહુ વગાડયું." અને હાથ ઉપર હાથ નાખી બેઠી.

પેનશાઇને ઉત્સાહમાં આવી ફ્રેન્ચમાં વાર્તાલાપ ચલાવ્યો. **મે**રિયાને તો જાણે એમ જ લાગ્યું કે પોતે એક ફ્રેન્ચ બેઠકખાનામાં બેઠીબેઠી ચબરાક વાર્તાલાપ સાંભળી રહી છે.

પેનશાઇનને આજે અત્યંત આનંદ થયો. તેણે સ્મિત કર્યું અને તેની આંખો પ્રકાશી રહી. પહેલાં તો મેરિયાની આંખો સાથે તેની આંખો મળતી કે તરત જ તે મોં ઉપર હાથ ઢાંકી દેતો પણ થોડીવારમાં જ તે તેની હાજરી જ ભૂલી ગયો હતો. અને આ નારી સાથેના વાર્તાલાપના અનન્ય આનંદમાં બિલકુલ નિઃસંકોચ ડૂબી ગયો હતો.

વારવારાએ પોતે મોટી ફિલોસોફર હોય એવી છાપ પાડી. કોઇપણ પ્રશ્ન ઉપાડો અને એની પાસે તેના તૈયાર જવાબ હોય જ, તેને કશી વાતની શંકા થતી ન હતી. કયાંય તેને ખચકાવું પડતું નહિ. એ વાત સાફ હતી કે તેણે તરેહતરેહના લોકો સાથે વારંવાર અને ઘણી બધી વાતો કરી હતી. અને એના બધા વિચારો, બધી લાગણીઓનું કેન્દ્ર સ્થાન પેરિસ હતું. પેનશાઇને સાહિત્ય વિષયક વાત કાઢી કે થોડી જ વારમાં તેને ખાત્રી થઇ ચૂકી કે પોતાની જેમ આ સ્ત્રીએ પણ ફ્રેન્ચસાહિત્ય સિવાય ભાગ્યે જ બીજાનો સ્પર્શ કર્યો હતો. એણે એક પછી એક લેખક વિષે અભિપ્રાયો આપ્યા.

વારવારા અત્યંત ચતુરાઇપૂર્વક બધી વાતો કરી રહી હતી. આટ-આટલી વાતો કરવા છતાં તેણે એક પણ એવો ઉલ્લેખ ન હતો કર્યો કે જે તેની પોતાની સ્થિતિ ઉપર પ્રકાશ પાડે આટલું બધું તે બોલી પણ 'પ્રેમ'નું નામ સુદ્ધાં એણે ન હતું લીધું. એથી ઊલટું, વાસનાઓ, ઊર્મિના આવેગો વગેરે વિષે તે બહુ સખત રીતે ઉલ્લેખ કરતી અને પોતે જાણે કે દુનિયાના બધા ભ્રમથી મુક્ત થઇ ગઇ હોય અને સ્વેચ્છાપૂર્વક સૌનો ત્યાગ કરી બેઠી હોય તેવી ઉપેક્ષા સહિત બોલી રહી હતી.

અનેક ચર્ચાને અંતે પૅનશાઇને મનમાં મનમાં કબૂલ કર્યું કે આ નારી તેનાથી ઘણે ઊંચે એકલ સિંહણની જેમ ઊભી હતી. આ ખ્યાલે તેનામાં થોડીક અસ્વસ્થતા પણ આણી.

વારવારાને વાત કરતાં કરતાં સામાની બાંય ખેંચવાની એક ટેવ પડી હતી. આ આછા સ્પર્શથી પૅનશાઇન ઉત્તેજના અનુભવતો. ગમે તેવા અજાણ્યા સાથે ય કલાક બે કલાકમાં યુગોની જૂની દોસ્તી, પરિચિતતા કરી લેવાની અદ્‌ભુત શક્તિ આ બંનેમાં હતી, તેની આજે ખાત્રી થઈ ચૂકી. પૅનશાઇનને મન લીઝા—જેને તેણે આટલા લાંબા સમયથી ચાહી હતી તે લીઝા આજે ધુમ્મસ બની ઊડી ગઈ હતી.

ચા આવી. વાતચીતમાં પહેલાં કરતાં ય વધારે છૂટ આવી. મેરિયાએ નોકર સાથે લીઝાને કહેવડાવ્યું કે જો માથું ઊતર્યું હોય તો નીચે આવે. લીઝાનું નામ પડતાં જ પૅનશાઇને ત્યાગની વાતો શરૂ કરી. અને ત્યાગમાં સ્ત્રી કે પુરુષ કોણ ચઢે એની ચર્ચા ઉપાડી. આ ચર્ચામાં તો મેરિયાએ પણ રસપૂર્વક ભાગ લીધો. થોડી જ વારમાં તે ઉશ્કેરાઈ જઈ, સ્ત્રી જ વધારે ચઢિયાતી છે, એમ પ્રસ્થાપિત કરવા મથી રહી—"અરે, ઘડીકમાં સાબીત કરી શકું એમ છું," એમ બોલી તો ખરી, પણ પાછી ગુંચવાઈ ગઈ અને ગમે તેવી વિચિત્ર દલીલો કરવા લાગી ગઈ.

વારવારાએ સંગીતનું કાગળિયું હાથમાં લીધું અને એના વડે મોં અરધું ઢાંકી દઈ ચાળો કરી પૅનશાઇનના કાનમાં તે કંઈક ગણગણી. એ સાંભળતાં પૅનશાઇનની તાજુબીનો પાર ન રહ્યો. વારવારાની હિંમત ઉપર તે આશ્ચર્ય પામ્યો. અને તેણે પણ સામે એવો જ ચાળો કરી કંઇક કહ્યું. એ વખતે આ માનવી ભૂલી

ગયો કે મેરિયાનો તેના ઉપર કેટકેટલો પાડ હતો, કેટલો સંબંધ હતો, તેની કેટલી બધી મમતાનું તે પાત્ર હતો. વારવારાએ ફરી તેની ભણી જોઇ છૂપું સ્મિત કર્યું અને ઊભા થઇ.

બરાબર એ જ વખતે લીઝા અંદર દાખલ થઇ. માર્ફાએ તેને ન જવા ઘણું કહ્યું હતું, પણ લીઝાએ આખર સુધી ગુનેગારના પિંજરામાં ઊભવાનું નક્કી જ કર્યું હતું.

વારવારા તેને લેવા ઊઠી. પેનશાઈન પહેલાંના જેવો કાબેલ પુરુષને શોભે તેવો ચહેરો કરી વારવારાને જોતો બેસી રહ્યો.

"કેમ છે હવે?" વારવારાએ પૂછ્યું.

"સારું છે. આભાર." લીઝાએ જવાબ આપ્યો.

"થોડું વગાડી ગાઈને વખત ગાળીએ છીએ." પેનશાઈન બોલ્યો. "વારવારાને તમે ન સાંભળ્યા તે ખૂબ જ ખોટું થયું.. અદ્ભુત ગાય છે."

"આવ તો, મા, આ બાજુ." મેરિયાએ વારવારાને પોતાની પાસે બોલાવી.

વારવારા પણ તત્કાલ, એક બાળકના જેવી અદબથી ઊઠી મેરિયા પાસેના એક બાજઠ ઉપર બેઠી. મેરિયાએ વારવારાને પોતાની પાસે બોલાવી હતી તેમાં તેનો હેતુ પેનશાઈન તથા લીઝાને થોડી ક્ષણ માટે પણ એકાંત આપવાનો હતો. તેના દિલમાં ઊંડે ઊંડે એમ હતું કે લીઝા તેના વિચાર ફેરવશે. આ ઉપરાંત પણ તે વારવારાને એકાંતમાં કંઇક કહેવા ઇચ્છતી હતી.

"તું તો જાણે છે. મારો વિચાર તારી અને લેવેટ્સ્કી વચ્ચે મેળ લાવી આપવાનો છે. એ તો મને ખૂબજ માને છે." મેરિયા તેના કાનમાં બોલી રહી.

વારવારાએ મેરિયા ભણી જોયું. અને પોતાના બંને હાથ તેણે ભેગા કર્યા.

"તમને મારાં તારણહાર ગણીશ." વારવારાએ ઉલ્લાસ કરી કહ્યું: "મને ખરે જ નથી સમજાતું, તમારો આ બધો ઉપકાર હું કેવી રીતે વ્યકત કરું. પણ, ફ્રેડોરનો મેં જેવો તેવો ગુનો નથી કર્યો. એ મને માફ નહિ જ કરી શકે."

"પણ—ખરેખાત તેં—સાચા અર્થમાં——" મેરિયાએ ભારે રસપૂર્વક વાત પૂછવા માંડી

"કૃપા કરી એવું બધું ન પૂછશો. એ વખતે હું તદ્દન નાની, તરંગી હતી—" વારવારા વચમાં બોલી ઊઠી. "ખરું કહું છું—બહાનાં કાઢવાનું મને નથી ગમતું." એમ બોલી તેણે માથું નીચું નાખી દીધું.

"ગમે તેમ; પણ એથી શું થઈ ગયું? પ્રયત્ન શું કામ ન કરી જોવો? એમ નિરાશ થઈ જવાની જરૂર નથી.' મેરિયાએ જવાબ આપ્યો અને જેવી તે તેના ગાલ ઉપર ટપલી મારવા જતી હતી ત્યાં તો તેની સામે જોઈ સ્તબ્ધ બની ગઈ. "આમ તો નમ્ર અને સમજુ છે, પણ આમ વાઘણ જેવી ય છે!' તેના મનમાં ઊંડે ઊંડે ખ્યાલ આવ્યો.

"તમને ઠીક નથી?" બીજી બાજુ પેનશાઈન લીઝાને પૂછી રહ્યો હતો.

"ના, બરાબર નથી.

થોડી લાંબી ચૂપકીદી પછી તે બોલ્યો, "હું સમજું છું—સમજી શકું છું."

"એટલે તમે શું કહેવા માગો છો?"

"હું બરાબર સમજું છું." પેનશાઈન ભાર દઈને વક્ર રીતે બોલ્યો.

લીઝા પહેલાં તો મૂંઝાઈ પણ પછી તેણે વિચાર્યું: 'મારે શા માટે ગભરાવું જોઈએ?'

દરમિયાન પેનશાઈન પોતે જાણે કંઈક ગુપ્ત રહસ્ય જાણતો હોય તેવો ડોળ કરી મૂંગો બેસી રહ્યો. અને મોં ઉપર ગંભીરતા ધારણ કરી બીજી જ દિશામાં જોઈ રહ્યો.

"મને લાગે છે અગિયાર તો થઈ ગયા હશે." મેરિયા બોલી.

મહેમાન સમજી ગઈ. અને રજા લેવા ઊઠી. જતાં જતાં તેણે બીજે દિવસે આવવાનું અને સાથે દીકરીને લેતા આવવાનું કબૂલ્યું.

સર્જિયસ,અત્યાર સુધી ખૂણામાં પડ્યો પડ્યો ઊંઘતો હતો.

તેણે જાગી જઈને વારવારાને મૂકી આવવાનું બીડું ઝડપ્યું. પેનશાઈને અત્યંત ગંભીરતાપૂર્વક સૌને સલામ ભરી વિદાય આપી અને વારવારાની ગાડી ઊપડવામાં હતી ત્યારે તેણે વિશેષ જોરપૂર્વક તેનો હાથ દબાવ્યો.

સર્જિયસ વારવારા સાથે જ બેઠો. વારવારાએ આખે રસ્તે કેમ જાણે અજાણતાં હોય તેમ, સર્જિયસની એડી ઉપર પોતાની એડી મૂકી હતી અને તેનો આનંદ તે મેળવી રહી હતી અને

જ્યારે જ્યારે રસ્તા પરના દિવાનો પ્રકાશ અંદર ફેંકાતો હતો ત્યારે ત્યારે તે **સર્જિયસ**ના મોં ભણી દૃષ્ટિ કરી લેતી.

પોતે ગાયેલું સંગીત તેના કાનમાં ગુંજી રહ્યું હતું. એને તો જ્યાંત્યાં નૃત્યગૃહ અને જલસો જ જણાતા. તેજ અને રંગની જ કલ્પના આવતી અને તેનું હૈયું અંદરથી નાચી ઊઠતું. તેની આંખોમાં અવનવો પ્રકાશ ઝળહળી ઊઠતો. તેના હોઠ ઉપર મધુર સ્મિત રમી જતું. અને તેના સમસ્ત અંગમાં એક પ્રકારની મસ્તીનો ફુવારો ફૂટી ઊઠતો હોય એમ તે અનુભવતી.

ઘર આવતાં કમકમાપૂર્વક વાઘણની જેમ તે ઊતરી—અને **સર્જિયસ**ના ભણી તાકી રહી ખડખડાટ હસી પડી.

" અદ્ભુત પ્રાણી ! " પોતાને ઘેર પાછો ફરેલો **સર્જિયસ** બોલ્યો.

એ આખી રાત **માશા** **લીઝા**ની પાસે ચિંતાતુર બની બેસી ગઈ.

## ૩૮

લેવ્રેટસ્કીએ વાસિલી અને તેની આજુબાજુ રખડવામાં જ દોઢ દિવસ ગાળ્યો. એક જગાએ તે લાંબો વખત રહી શકતો નહિ. એનું દર્દ એને ધકેલ્યા જ કરતું હતું. ક્ષણભર પણ ન અટકે એવી તોફાની અને શૂન્ય પરિણામવાળી લાગણીની વેદના તે અનુભવી રહ્યો હતો. તે વાસિલી આવ્યો હતો તેના બીજા દિવસે અનુભવેલી લાગણી તેને યાદ આવી. એ વખતે કરેલા નિશ્ચયો તેને યાદ આવ્યા. અને તેને પોતાની જાત ઉપર જ એ નિશ્ચયોને વળગી ન રહેવા માટે ભારે રોષ જન્મ્યો. એ તે કઈ વસ્તુ હતી જે તેને નક્કી કરેલી ફરજોથી દૂર ઘસડી ગઈ, એના ભાવિ જીવનને છિન્નવિચ્છિન્ન કરી ગઈ? શું સુખની જ એ તૃષા—તૃષ્ણા હતી! પેલી જૂની સુખની જ તૃષ્ણા!

'મને લાગે છે કે માઈકેલ સાચો હતો.' તેણે તેના મનને કહ્યું: 'ફરી એક વાર તારે સુખી થવું હતું. તું ભૂલી ગયો કે સુખની ખાતર કોઈની પાસે એક વાર પણ જવું તે અયોગ્ય કૃપા યાચવા બરાબર છે. તારું પ્રથમવારનું સુખ અધૂરું હતું—અસત્ય હતું, એમ તું કહી શકે, પણ કહે, તને પૂર્ણ અને સત્ય સુખનો અધિકાર જ શો છે? ચોતરફ નજર કરી અને જો તો ખરો,

સુખી કોણ છે, જીવનનો આનંદ કોણ માણે છે? ખેડૂત ખેતરમાં લણણી કરવા જાય છે. અને કે તેના જીવનથી સંતુષ્ટ હોય પણ એથી શું? તું તેની સાથે જીવનનો અદલોબદલો કરવા તૈયાર છે, બોલ? તારી માતાને યાદ કર. એની જીવનલાલસા કેટલી બધી નમ્ર હતી, અને છતાં એને કેવું જીવન જીવવું પડ્યું? તું તો માત્ર પેનશાઈન આગળ બડાશ જ માર્યા કરે છે કે તું બેતી સુધારવા સારુ રશિયા પાછો આવ્યો છે. ના—ના—તું તો આ ધરડે ઘડપણ છોકરીઓ પાછળ ભટકવા જ આવ્યો હતો. સ્વતંત્રતા—મુક્તિ તારે ચરણે આવી ને તે એને ફગાવી દીધી! બધું ભૂલી જઈ તું પતંગિયાંની પાછળ એક બાળકની જેમ દોડયો'—આ વિચારોની વચ્ચે પણ લીઝાની મૂર્તિ તો સતત ડોકાઈ રહી હતી. તે મહા પ્રયત્ને તેને દૂર કરવા મથ્યો. પણ સાથે સાથે બીજો જ ચહેરો—વધારે ખુબસૂરત પણ દુષ્ટ રેખાઓવાળો—માથા ઉપર ચઢી બેસતો હતો.

વૃદ્ધ એન્ટન કહેતો: "મારા શેઠને ઠીક નથી." અને એમ બોલી કંઈ કેટલી વાર બારણા પાછળ ઊભીને તથા કેટલીવાર ઉંબરામાં ઊભીને નિઃસાસા નાખતો. આખરે એક વાર તેણે હિંમત કરી શેઠને કંઈક ગરમ પીણું પીવાની સલાહ આપી.

પણ લેવ્રેટ્સ્કીએ ઊલટો એને ધમકાવી કાઢયો ને બહાર ચાલ્યા જવા ફરમાવ્યું. અલબત્ત, પાછળથી તેણે તેને બોલાવી પોતાના તોછડા વર્તન બદલ દિલગીરી પણ દર્શાવી. પણ એથી તો એન્ટન વધારે દુઃખી થયો.

લેવ્રેટ્સ્કી દિવાનખાનામાં વધુ બેસી ન શક્યો. એને લાગ્યું કે, એના વડા દાદા એન્ડ્રી તેમના આ નિર્બળ પ્રપૌત્ર ઉપર ઘૃણા

પૂર્વક જોઈ રહ્યા હતા: 'બસ કે? તું તો છીછરા પાણીમાં જ તરતો લાગે છે!' પેલા હોઠો જાણે તેને કહી રહ્યા હતા.

તેણે વિચાર્યું: 'ખરેખર શું એ શક્ય છે કે હું મારી જાત ઉપર કાબૂ ન જ મેળવી શકું? આ—આ તદ્દન નજીવા પ્રલોભનને હું વશ થઈ જાઉં?' લડાઈમાં જેમને ઊંડા ઘા પડ્યા હોય છે તેઓ એ ઘાને 'નજીવા' જ માને છે. જો એમ ન માને અને ઘાનું સાચું સ્વરૂપ તેમને જણાઈ જાય તો, ભાગ્યે જ તેઓ જીવી શકે.

તેણે ફરી વિચાર્યું: 'સાચે જ શું હું બાળક છું? હા—એમ જ લાગે છે. છેક હાથમાં—જાણે પકડમાં જ આવ્યું હોય એમ મેં જીવનભરનું સુખ જોયું; છેક પામવાની અણી ઉપર હતો, ત્યાં તો એકાએક અદૃશ્ય પણ બની ગયું! લૉટરીના જેવું જ છે. પૈડું જરા ફેરવો ને રંક રાજા બની જાય. અને જો કશું ન જ મળવાનું હોય તો કેમે કરી મરી પડવા છતાં ન જ મળે. પણ હવે તો જાતને સાંડસામાં લઈને કામે લગાડવી પડશે. મૂંગાં મૂંગાં જીવવાની ફરજ પાડવી પડશે. અને જરૂર હું સફળ થઈશ. આ કંઈ પહેલી જ વાર નથી, કે જાત ઉપર સખતાઈ ન કરી શકું. ઉફ્! હું આમ નાસી જ શું કામ આવ્યો? ધૂળમાં માથું સંતાડીને અહીં શું કામ વૃથા જીવી રહ્યો છું? શું સદાસર્વદા કેવળ બદનસીબી મારે જોયા કરવાની? ના—ના——'

"એન્ટન, ગાડી જલ્દી તૈયાર કર." તેણે હુકમ છોડ્યો.

'હા—મારે મારી જાતને મૂંગી રહેતાં શીખવવું જ પડશે. મારે જાતને ચાપડામાં જડી દેવી જ પડશે.' તેણે પોતાની જાતને કહ્યું.

આમ, લેવ્રેટ્સ્કી દર્દને રૂઝાવવાના પ્રયત્નો કરી રહ્યો હતો. પણ દર્દ તો પૂર્વવત્ વિસ્તરેલું અને એટલું જ ક્રૂર રહ્યું. જિંદગી આખી—બધી શક્તિ, બધી બુદ્ધિ ઘસી નાખેલી વૃદ્ધ એપ્રેક્સિયાએ પણ, લેવ્રેટ્સ્કી જ્યારે ગાડીમાં બેસી નગર તરફ વિદાય થયો ત્યારે તેને જોઈ, ડોકું હલાવ્યું, અને થોડે સુધી દર્દભરી આંખે તે તેની પાછળ ગઈ.

ઘોડાઓએ છલંગ મારી. લેવ્રેટ્સ્કી ટટાર અને જડસડ બની બેઠો. અને રસ્તા ઉપર સીધી દૃષ્ટિ ફેંકી રહ્યો.

## ૩૯

**લીઝાએ** આગલી રાતે લેવેટ્સ્કીને કહેવડાવ્યું હતું કે તે બીજે સાંજે મળવા આવે. પણ લેવેટ્સ્કી સીધો તેને મળવા જવાને બદલે પોતાને મુકામે ગયો. ત્યાં તો તેની પત્ની કે બાળકો—કોઈ ન હતું. નોકરે કહ્યું કે તેઓ મેડમ મેરિયાને ત્યાં ગયાં છે. આ સમાચાર સાંભળી લેવેટ્સ્કીને ગુસ્સો થયો; ને આવેશમાં પણ આવ્યો.

'વારવારા મને અહીં પણ નિરાંતે જીવવા દે એમ નથી લાગતું' તેણે વિચાર્યું. અને એક ગુસ્સાની લાગણી તેના હૃદયમાં પસરી વળી. તે આમ તેમ આંટા મારવા લાગ્યો અને જે કંઈ વચ્ચે આવે—રમકડાં, ચોપડીઓ અથવા શણગારની વસ્તુઓ—તેને તે પગથી હડસેલવા લાગ્યો. પછી તેણે વારવારાની દાસી જસ્ટાઇનને બોલાવી એ બધો 'કચરો' ત્યાંથી દૂર કરવા હુકમ કર્યો.

"ઓહ મોન્શર!" એમ બોલી તે ખંડ સાફ કરવા લાગી પણ તેના એકેએક ચાળાદ્વારા જાણે તે એમ જ કહી રહી હતી કે 'મોન્શર! તમે તો સાવ અણઘડ જંગલી જ છો.'

લેવેટ્સ્કી જસ્ટાઇનના મોં પરનો આ ભાવ અત્યંત ઘૃણાપૂર્વક નિહાળી રહ્યો હતો. અને કામ પતતાં વેંત તેને તેણે ચાલ્યા

જવા ફરમાવ્યું. એ પછી તેણે વારવારાની ઘણા સમય સુધી રાહ જોઈ પણ તે તો ન આવી. આથી તેણે હિંમત કરી જાતે મેરિયાને ત્યાં જવાનો અને, અલબત્ત મેરિયાને નહિ, પણ માર્ફાને મળવાનો નિશ્ચય કર્યો. તેને ખબર હતી કે મેરિયાના ખંડ કે દિવાનખાના પાસેથી પસાર થયા વિના પણ પાછલે દાદરેથી માર્ફાને ત્યાં સીધું જવાય છે.

લેવ્રેટ્સ્કીએ એ યોજના અમલમાં મૂકી. સદ્‌ભાગ્યે ચોગાનમાં તેને શુરોચ્કા મળી ગઈ. અને તેની સાથે તે માર્ફાને મેડે ચઢી ગયો. પણ તેણે જોયું તો આજે રોજની જેમ એની આજુબાજુ ડાયરો જામેલો ન હતો. તે એકલી જ હતી. આજે તેના માથા ઉપર રૂમાલ ન હતો. એક ખૂણામાં હાથ છાતી ઉપર રાખી તે વીલાઈ ગયેલા ભાવે પડી હતી. એમાં ય લેવ્રેટ્સ્કીને જોતાં તે એકદમ ઉશ્કેરાઈ ગઈ. અને આરામખુરસીમાંથી એકદમ કૂદકો મારી ઊભી થઈ જઈ તેણે ઓરડીમાં જ આમતેમ દોડાદોડ કરવા માંડી; કેમ જાણે માથાનો રૂમાલ શોધતી ન હોય !

“ઓહ! તું આવ્યો, એમ ને ?” આમતેમ દોડતાં અને તેની નજર ચુકાવતાં માર્ફા બોલી. “કેમ, મઝામાં તો ખરો ને ? કેમ, કેમ—હવે શું કરવાનો છે ? ગઈ કાલે આખો દહાડો ક્યાં હતો ? કેમ, પેલી તો આવી પહોંચી ને ? ઠીક; ઠીક—કંઈક તો હવે કરવું પડશે ને ? એક કે બીજી રીતે.”

લેવ્રેટ્સ્કી એક ખુરસીમાં બેસી પડયો.

“બેસ, બેસ; હાં—સીધો જ અહીં આવ્યો કે ? અલબત્ત, અલબત્ત; મને જોવા આવ્યો હશે, નહિ ? આભાર, તારો ઘણો આભાર.”

વૃદ્ધા જરાક અટકી. લેવ્રેટ્સ્કીને શું બોલવું તે સૂઝયું નહિ. પણ તે તેને સમજી ગઈ

“**લીઝા**—હા, **લીઝા** હમણાં તો અહીં જ હતી.” પોતે ગૂંથેલું કંઈક ઉકેલી નાખતી બોલી, “એને ય ઠીક નથી. શુરોચ્કા! ક્યાં ગઈ? ઘડી અહીં આવ, માડી તારાથી ઘડી શાંત બેસી ય નથી શકાતું? જો તો; મારું તો સખત માથું ચઢયું છે. કાલે આખો દહાડો પેલાંઓના બરાડવાને લીધે જ તો.”

“શાનું બરાડવાનું ફોઈ?”

“શાનું? તને હજી ખબર નથી?—એમણે તો ક્યારનું ય પેલું શું કહેવાય છે—પેલું ઈટાલિયન ગીત ગાવા માંડયું છે—ચાચા, ને ચીચી!—બરાબર ચામાચીડિયાની જેમ જ તો. એ ય લાંબા લાંબા રાગોટા તાણીને, કેમ જાણે સૌને અંદર ઘસડી જવાં ન હોય એમ ગાતી'તી; બીજું કોણ—પેલો પેનશાઈન ને તારી વહુ. અરે! એક બીજાને જોતાં વેંત એમનું બધું ગોઠવાઈ ગયું! બહુ નીકટનાં સગાં હોય એમ જ—કોઈ કશી ઓળખાણ, પરિચય આપ્યા મૂક્યા વિના જ! હશે, હશે—કૂતરું ય પોતાની બોડ શોધી લે છે, કેમ તું શું કહે છે?”

“હું તો શું કહું? એ જેવી તેવી હિંમતનું કામ નથી.” લેવ્રટ્સ્કી બોલ્યો.

“ના રે, ભાઈ હિંમતબિંમતની વાત નથી એમાં; માત્ર ગણત્રીની વાત છે. ભગવાન એનું ભલું કરે. કહે છે કે તું એને લેવ્રીકી મોકલવાનો છે. ખરી વાત?”

“હા, ત્યાંનું બધું એને સોંપી દેવાનો મારો વિચાર છે.”

"એણે તારી પાસે પૈસા માગ્યા હતા?"

"ના, હજી તો નથી માગ્યા."

"પણ જોજે, એય માગણી આવતાં વાર નહિ લાગે. અરે, પણ હજી તારી તબિયતના ખબર તો મેં પૂછ્યા જ નહિ! કેમ, સારી છે ને?"

"હા, તદ્દન સારો છું."

"લુકેરીઆ!" વૃદ્ધાએ એકાએક રાડ પાડી. "જા તો, લીઝા-બેટાને કહે; ના—એને ખબર આપ—એ નીચે તો છે ને?"

"જી."

"ઠીક તો જા; એને પૂછ કે મારી ચોપડી ક્યાં મૂકી છે એણે. એ બધું જાણે છે."

"ભલે."

ફરી વૃદ્ધા આમથી તેમ દોડી અને તેણે કબાટનું ખાનું ઉઘાડ્યું. લેવ્રેટ્સ્કી ખુરસીમાં જેમનો તેમ બેસી જ રહ્યો.

થોડી જ વારમાં દાદર ઉપર હળવાં પગલાં સંભળાયાં. અને તરત જ લીઝા આવી.

લેવ્રેટ્સ્કીએ ઊભા થઈ નમન કર્યું. લીઝા બારણા આગળ જ ઊભી રહી.

"લીઝા!" માર્ફાએ તેને બોલાવી. "કહું છું, તેં—તેં મારી ચોપડી ક્યાં મૂકી છે?"

"કઈ ચોપડી, ફોઈ?"

" વાહ રે—બેલીસ્તો. ઠીક, ઠીક; મેં કંઈ એટલા માટે તને નથી બોલાવી——ઠીક; પણ—નીચે તમે બધાં શું કરો છો? જોને ફેડોર આવ્યો છે. તારું માથાનું હવે કેમ છે?"

"એની કંઈ ચિંતા કરવા જેવા નથી."

"તું તો રોજ એમ જ કહે છે. હાં, પણ તમે બધાં નીચે કરો છો શું?—ફરી ગાવાબજાવાનું શરૂ થયું છે?"

"ના, એ લોકો પાનાં રમે છે."

"ખરી વાત. બેલી તો જે વાત હોય એમાં તૈયાર. શુરોચ્કા! કહું છું—તારે બગીચામાં જવું છે ને? જા, જા, દોડી પહોંચ."

"ના, હમણાં તો——"

"પાછી દલીલ કરી? કહું છું........નસ્ટાસિયા બગીચામાં જ ગઈ છે. જા ત્યાં ફરજે. એની પાસે તારે રહેવું જોઈએ; સમજી?"

શુરોચ્કા ગઈ.

"પણ મારો રૂમાલ ક્યાં ગયો? ક્યાંનો ક્યાં જતો રહે છે!" બોલી તે ઊઠવા જતી હતી.

"બેસો, હું જોઉં છું, ફોઈ." લીઝા બોલી.

"બેસ, બેસ, તું તારે. મારા ટાંટિયા હજી ખરી નથી પડ્યા. મારી સૂવાની ઓરડીમાં જ હશે."

અને માર્ફા ચાલી ગઈ. જતાં જતાં લેવ્રેટ્સ્કી ભણી એક તીરછી નજર નાખતી ગઈ. પહેલાં તો તે બારણું ઉઘાડું મૂકી ગઈ. પણ થોડીવારે પાછી આવી બહારથી જ વાસીને ચાલતી થઈ.

લીઝા ખુરસીમાં અઢેલીને પડી હતી. એણે હાથ વડે મોં ઢાંકી રાખ્યું હતું.

લેવ્રેટ્સ્કી હતો ત્યાં જ ઊભો રહ્યો.

"આખરે આપણે મળવાનું બન્યું" લેવ્રેટ્સ્કી બોલ્યો.

લીઝાએ તેના મોં ઉપરથી હાથ ખસેડ્યા.

"હા, આપણે સજા ભોગવી રહ્યાં છીએ." લીઝા અત્યંત ઉદાસભાવે બોલી.

'સજા?' લેવ્રેટ્સ્કીએ પડઘો પાડ્યો "તમને શું કામ સજા થાય?"

લીઝાએ તેની સામે જોયું. એની એ દૃષ્ટિમાં ઉદાસીનતા કે ચિંતા કશું ન હતું. પણ તેની આંખો પહેલાં કરતાં વધારે નાજુક અને ઝાંખી પડી ગયેલી જણાઈ તેનો ચહેરો તદ્દન ફિક્કો હતો. તેના હોઠ ઉપરની લાલી પણ આજે અદશ્ય થઈ ગઈ હતી.

લેવ્રેટ્સ્કીનું હૈયું દયા અને પ્રેમથી ધડકી ઊઠ્યું.

"તમે મને લખ્યું છે કે—'બધું પતી ગયું છે.' ખરી વાત છે. શરૂ થતાં પહેલાં જ અંત પણ આવી ગયો!" તે ધીમે અવાજે બોલ્યો.

"બધું ભુલાઈ જવું જોઈએ." લીઝા બોલી. "મને આનંદ થાય છે કે તમે આવ્યા. હું તમને લખવાની હતી. પણ એ પહેલાં તમે આવ્યા તે સારું જ થયું. બસ, હવે તો આપણે આ થોડી ક્ષણોનો શક્ય હોય તેટલો સર્વોત્તમ ઉપયોગ કરી લેવો જોઈએ. આપણે આપણી ફરજો છે. તમારે—ફેડોર, તમારે તમારી પત્ની સાથે મેળ કરી લેવો જોઈએ."

"લીઝા!"

"હું તમને વિનવીને કહું છું કે મેળ કરી લો. કેવળ એ જ માર્ગે આપણે પાપની સજા ભોગવી છૂટીશું—જે કાંઈ બન્યું છે તે બધાને ધોવાનો એ જ માર્ગ છે. વિચાર કરજો. મને ખાત્રી છે, મારી વિનંતીનો ઈન્કાર નહિ જ કરો."

"લીઝા! ભગવાનની ખાતર!—માનવીથી અશક્ય એવું તું એની પાસે માગી રહી છે. તું જે કાંઈ ફરમાવે તે કરવા હું તૈયાર છું—પણ **હવે** એની સાથે જીવનનો મેળ સાંધવો?—હું બધું ભૂલી પણ ગયો છું. પણ મારા હૃદય ઉપર હું અત્યાચાર નથી ગુજારી શકતો. દયા કર. આ તો ભયંકર ક્રૂરતા છે."

"ના—તમને અશક્ય લાગે એવું કશું હું નથી કહેતી. જો તમારાથી ન જ બને એમ હોય તો એની સાથે રહેશો નહિ. પણ ઝગડો ભુલાઈ જવા દો. તમારી દીકરીની ખાતર—મારી ખાતર—એટલું કરો." ફરી પોતાનો ચહેરો હાથ વડે ઢાંકી દેતી તે બોલી.

"ભલે." લેવ્રેટ્સ્કી દાંતમાં જ બોલ્યા. "માનો કે હું એમ કરું—એ રીતે હું તો મારી ફરજ બજાવી ચૂકીશ. પણ—તમારી ફરજ શામાં છે?"

"એ હું સારી પેઠે જાણું છું."

લેવ્રેટ્સ્કી એકદમ કંપી ઊઠયા.

"પેનશાઈન સાથે પરણવાનું તો નથી નક્કી કર્યું ને?" તેણે પૂછયું.

"અલબત્ત નહિ જ." લીઝાએ લગભગ અદશ્ય સ્મિત સહિત જવાબ આપ્યો.

"ઓહ! લીઝા! લીઝા!" લેવ્રેટ્સ્કી ઊંચે અવાજે આવેશમાં આવી બોલી ઊઠ્યો: "આપણે કેટલાં સુખી થયાં હોત!"

લીઝાએ ફરી તેની સામે જોયું.

"ફેડોર! આપણે એ ય જાણવું જોઈએ કે સુખનો આધાર આપણા ઉપર જ નથી, પણ ભગવાન ઉપર છે."

"હા; કેમકે તમે———"

એવામાં એકાએક બીજા ખંડનું બારણું ઊઘડ્યું. અને માર્ફા અંદર આવી. તેના હાથમાં રૂમાલ હતો.

"શોધતાં શોધતાં દમ નીકળી ગયો." લીઝા અને લેવ્રેટ્સ્કીની વચ્ચે ઊભી રહી માર્ફા બોલી. "મેં જ ક્યાંક નાખી દીધો હતો. દીકરાંઓ, ઘડપણમાં કેવું થાય છે, જોયું ને? પણ જુવાની ય કંઈ સારી છે, એમ નથી. ઠીક—તું તારી વહુ સાથે લેવ્રીકી જવાનો છે કે?" લેવ્રેટ્સ્કી ભણી ફરીને તેણે પૂછ્યું.

"એની સાથે લેવ્રીકી? હું?—મારા તો ખ્યાલમાં નથી—" તે જેમ તેમ કરી આટલું બોલ્યો.

"તું નીચે મળવા નથી જવાનો?"

"ના—આજે તો નહિ જ."

"ઠીક—એમ કર. તને ગમે એમ કર. પણ લીઝા, તારે નીચે જવું જોઈએ, મને લાગે છે. ઓહ! પણ હું તો મારા બળદિયાને ચારો નીરવો જ ભૂલી ગઈ છું. જરા બેસજો, હું આ આવી."

અને માર્ફા પાછી બહાર ચાલી ગઈ.

લેવ્રેટ્સ્કી તત્ક્ષણ લીઝાની પાસે ગયો.

"લીઝા ! આપણે સદાને માટે વિખુટાં પડવાની ક્ષણો આવી રહી છે. અને મારું હૈયું ભારથી લદાઈ ગયું છે. વિદાય વેળાએ તારો હાથ જરાક આપ." લેવ્રેટ્સ્કી દયામણે સૂરે બોલ્યો.

લીઝાએ હાથ ઊંચો કર્યો. તેની શ્રમભરપૂર અને તેજવિહિન આંખો લેવ્રેટ્સ્કીને ટગર ટગર જોઈ રહી.

"ના—" તે બોલી અને તેણે ઊંચો કરેલો, લંબાવેલો હાથ પાછો ખેંચી લીધો. "ના—લેવ્રેટ્સ્કી, મારો હાથ તમને નથી આપતી. શા માટે આપવો જોઈએ ? અને હવે મને રજા આપો. તમે જાણો છો. હું તમને ચાહું છું—હા; તમને ચાહું છું." તેણે ફરી ભારપૂર્વક ઉચ્ચાર્યું. "પણ, ના—ના—" તેનાથી વધારે ન બોલાયું. તેણે રૂમાલ હોઠ ઉપર દાબ્યો.

"કંઈ નહિ તો, મને એટલો રૂમાલ આપ—"

બારણું ખખડ્યું. રૂમાલ લીઝાના પગ ઉપરથી સરક્યો. પણ છેક નીચે પડે તે પહેલાં લેવ્રેટ્સ્કીએ ઉતાવળે લઈ લીધો અને ખીસામાં મૂકી દીધો. અને પછી પીઠ ફેરવીને માર્ફાની આંખો ભણી તે જોઈ રહ્યો.

"લીઝા ! જો તો, તારી મા બોલાવતી હોય એમ લાગે છે.' વૃદ્ધા બોલી.

લીઝા એકદમ ઊભી થઈ ગઈ અને ચાલી ગઈ.

માર્ફા વળી પાછી પોતાના ખૂણામાં બેઠી. લેવ્રેટ્સ્કી તેની રજા લઈ ઊઠવા કરતો હતો.

"ફેડિયા!" માર્ફા એકાએક પ્રેમપૂર્વક બોલી.

"કેમ ફોઈ?"

"તું આબરૂદાર આદમી તો છે ને?"

"શું?"

"પૂછું છું કે—તું આબરૂદાર આદમી તો છે ને?"

"હું માનું છું."

"હં. તો પછી વચન આપ કે આબરૂદાર ગૃહસ્થની જેમ જ વર્તીશ."

"જરૂર; પણ પૂછવાનું શું પ્રયોજન?"

"એ તો હું ને તું બંને બરાબર જાણીએ છીએ. તું મૂરખ નથી—તું સમજી શકીશ કે હું શું કામ આમ પૂછું છું—અલબત્ત, જરા સરખો વિચાર કરશે તો. પણ હવે, સલામ, તું મને જોવા આવ્યો એ માટે તને ધન્યવાદ. પણ મેં કહ્યું તે યાદ રાખજે. હું જાણું છું, તારે માટે જિંદગીનો બોજો ઘણો ભારે છે. પણ ખરું પુછાવે તો દુનિયામાં કોઇને કદી એ હલકો નથી લાગતો. એક એવો જમાનો હતો કે હું પતંગિયાંની ઈર્ષ્યા કરતી. એ વખતે મને થતું કે દુનિયામાં સુખી પ્રાણી એ જ હશે. પણ એક રાતે કરોળિયાના જાળામાં ફસીને કણસતું મેં એને સાંભળ્યું. અને મને વિચાર આવ્યો: સૌને સુખની સાથે દુઃખ પણ વળગેલું જ છે. શું થઈ શકે, દીકરા? પણ જો તેં મને હમણાં ખાત્રી આપી છે, એ ભૂલી ન જતો. ચાલ હવે જા—મને પડી રહેવા દે."

લેવ્રેટ્સ્કી પાછલે દાદરેથી ઊતરી પડ્યો અને લગભગ રસ્તા

ઉપર જઈ પહોંચ્યો એવામાં મેરિયાનો એક નોકર દોડતો આવ્યો ને કહેવા લાગ્યોઃ 'શેઠાણી આપને બોલાવે છે."

"કહે કે હમણાં મારાથી અવાય એમ નથી." લેવ્રેટ્સ્કીએ જવાબ આપ્યો.

"એમણે મને ખાસ કહ્યું છે—અત્યારે બીજું કોઈ નથી, એકલાં જ છે, એમ કહેવડાવ્યું છે." નોકર બોલ્યો.

"તો—મહેમાન બધાં જતાં રહ્યાં છે શું ?" લેવ્રેટ્સ્કીએ પૂછ્યું.

"હા" નોકરે મોં ઉપર સ્મિત જેવો કંઈક ભાવ ધારણ કરતાં કહ્યું.

લેવ્રેટ્સ્કીએ ખભા હલાવ્યા અને નોકરની પાછળ ચાલવા માંડયું.

૪૦

**મેરિયા** તેના ખંડમાં એકલી જ હતી. તે તેની મોટી આરામ ખુરસીમાં પડી હતી. બાજુમાં એક નાનકડું ટેબલ હતું. એના ઉપર એક પ્યાલામાં નારંગીનાં ફૂલનું પાણી હતું. તે ઉત્તેજનામાં હોય એમ જણાતું હતું—જાણે કે કોઈક ભારે ચિંતામાં હતી.

લેવ્રેટ્સ્કી અંદર આવ્યો.

"મને બોલાવ્યો હતો ?" તેણે નમસ્કાર કરી પૂછ્યું

"હા" મેરિયાએ જવાબ આપ્યો અને જરા પાણી પીધું. "મેં સાંભળ્યું કે તું ઉપર સીધો ગયો હતો એટલે મને થયું કે મળી લઉં. જરા વાત યે કરવી છે. બેસ ત્યાં."

મેરિયા થોડી વાર રહી બોલી: "તારી પત્ની આવી છે, એ તો તું જાણે છે."

"હા, મને એની ખબર છે." લેવ્રેટ્સ્કીએ જવાબ આપ્યો.

"ના—એમ નહિ. અહીં આવી હતી,: મેં એને ના નથી પાડી. એ જ વાત તને કરવાની હતી. મારા તરફ સૌનું માન છે.

અને મારે તો ઘટતી રીતે જ વર્તવું રહ્યું. જો કે, મને હતું તો ખરું કે તને એ નહિ ગમે. પણ હું એને, આંગણે આવીને ઊભેલીને ના ન પાડી શકી. ગમે તેમ તોય મારે તો સગપણ રહ્યું—તારી તરફનું જ તો. હું તો એટલુંજ કહું છું કે તું મારી સ્થિતિમાં મુકાઇને વિચાર કરજે. મને એની સામે બારણા બંધ કરવાનો શો હક્ક? મને લાગે છે, મારી વાત તને ગળે ઊતરશે.

"તમે અમસ્થાં આટલાં અકળાવ છો; તમે તમને ઘટતું જ કર્યું છે. મને જરાય ગુસ્સો નથી ચડ્યો. મારી પત્નીનો તેનાં પરિચિતોને મળવાનો હક્ક હું ઝૂંટવી લેવા બિલકુલ ઇચ્છતો નથી. તમને આજે હું મળવા ન આવ્યો કેમકે મારે એને મળવું ન હતું. બસ એટલું જ." લેવ્રેટ્સ્કીએ સ્વસ્થ પણે કહ્યું.

"ઓહ! તારી વાત સાંભળી મને એટલું બધું સુખ થયું! અલબત્ત, તારા ઉમદા સ્વભાવ પાસે આટલી આશા તો મેં રાખી જ હતી. પણ તું મારા અકળાવાનું પૂછે છે. એમાં કશી નવાઇ નથી. તું તો જાણે છે હું સ્ત્રી છું ને માતા પણ છું. અને તારી સ્ત્રી—અલબત્ત, તમારા એના ઝગડામાં હું ન્યાય તોળવા ઇચ્છતી નથી. એ તો મેં એનેય કહ્યું હતું—પણ, એ એટલી બધી આકર્ષક બાઇ છે કે કોઇ એના પર ખુશ થયા વિના ન રહે." મેરિયા બોલી.

લેવ્રેટ્સ્કીએ સ્મિત કર્યું અને તે હેટને હાથમાં રમાડી રહ્યો. "બીજી પણ એક વાત તને કહેવાની છે." મેરિયાએ જરા અટકી આગળ ચલાવતાં પહેલાં પોતાની ખુરસી તેની નજીક ખસેડી: "તેં જો જોયું હોત કે કેટલું નમ્ર, કેટલું માન ને મર્યાદા ભર્યું તેનું વર્તન હતું—ખરેખર કોઇના પણ હૃદયને હલાવ્યા વિના ન રહે. અને તારે માટે એ કેટલા માનપૂર્વક બોલી હતી! એણે કહ્યું'તું:

'એમનો મેં ભયંકર ગુનો કર્યો છે. એમની કદર કરવાની મારામાં શક્તિ નથી. એ તો ફિરસ્તો છે, સામાન્ય માનવી નથી…' વગેરે……ખરેખર, તે આવું જ બોલી હતી—તને "ફિરસ્તો" કહ્યો હતો. એને બિચારીને એટલો બધો પશ્ચાત્તાપ થાય છે—હું સોગન ખાઈને કહું છું, આટલો પશ્ચાત્તાપ મેં તો કદી જોયો નથી."

"પણ જો મને પૂછવાની રજા હોય તો—કહેશો કે, એણે અહીં ગાયું બજાવ્યું, તે ય શું તેના પશ્ચાત્તાપનો જ એક ક્રમ હતો કે પછી——"

"વાહ! તને આમ બોલતાં શરમ નથી આવતી? એણે બિચારીએ તો મને આનંદ આપવા ખાતર ગાયું હતું. અને તે ય મેં એને કેટકેટલું કહ્યું—અરે, લગભગ હુકમ કર્યા જેવું કર્યું—ત્યારે! મેં જાતે જોયું કે એ એટલી બધી દુઃખિયારી હતી—મને થયું કે લાવ એનું મન જરા બીજી બાજુ વાળું. એના ઉપર દયા લાવ, ફેડોર, એ તો બિચારી છેક જ કચડાઈ ગયેલી છે—સર્જિયસને જ પૂછજે ને—તદ્દન ભાંગી ગયા જેવી છે. એને વિષે તું આમ બોલી જ કેવી રીતે શકે છે?"

લેવેન્સ્કીએ કેવળ ખભા જ હલાવ્યા.

"અને તારી નાની પરી—અહા કેટલી સુંદર છે—કેટલી આકર્ષક છે! કેટલી નાજુક છે! અને કેટલી ભલી! ફ્રેન્ચ તો તે કેટલું સુંદર બોલે છે! અને એને રશિયન યે આવડે છે. એણે મને રશિયનમાં જ કંઈક કહીને બોલાવી હતી. અને શરમાળ? તું તો જાણે છે કે એ ઉંમરે બધાં બાળકો બહુ વધારે પડતાં શરમાળ હોય છે. પણ એ તો જરા ય એવી નથી. ખરેખર તારા જેવી જ આંખો,

પાંપણો,–બધું જ તારા જેવું! તું જ જાણે! મને આમ તો નાનાં છોકરાં બહુ નથી ગમતાં, પણ મારે કબૂલ કરવું પડશે કે, તારી નાની દીકરી ઉપર તો હું મુગ્ધ થઈ ગઈ છું."

"કૃપા કરી મને પૂછવા દેશો કે આ બધું મને સંભળાવવાનો શો હેતુ છે?" લેવ્રેટ્સ્કીએ વચમાં જ એકાએક પૂછ્યું.

"કેમ શો હેતુ છે?" મેરિયાએ દવા સૂંઘી અને થોડુંક પાણી પીધું. અને વળી પાછી તે બોલવા લાગી: "તને એટલા માટે કહું છું કે તું મારો સગો થાય છે. તારું સારું નરસું જોવાની મારી ફરજ છે. હું જાણું છું કે તારું હૃદય ઉમદા છે. અને એથી જ કહું છું–ક્ષમા આપ, તારી વહુને ક્ષમા આપ." મેરિયાની આંખમાં આંસુ ઊભરાયાં. અને તે બોલી: તારે તો એમ વિચારવું જોઈએ કે, જુવાની, બિનઅનુભવ, અને કદાચ ખરાબ સંગતને લીધે એની ભૂલ થઈ ગઈ—અને એનો ય શો વાંક? નાનપણમાં એને મા જ સારી નહિ મળી હોય, સારા સંસ્કાર પાડે એવી. એને ક્ષમા આપ, ફેડોર. એણે બહુ સગ્ન ખમી છે."

મેરિયાના ગાલ ઉપરથી આંસુ વહી ચાલ્યાં; તેણે એ લૂછયાં પણ નહિ. તેને રડવાનો તો શોખ જ હતો. લેવ્રેટ્સ્કીને આ બધો સમય ત્રાસદાયક થઈ પડયો—જાણે કાંટા ઉપર જ બેસવું પડતું ન હોય! 'ભલા ભગવાન! આ તે કેવો અત્યાચાર? આજનો દિવસ મારે માટે ઊગ્યો છે જ કેવો!' તેણે વિચાર્યું.

મેરિયાએ લેવ્રેટસ્કીને મૂંગો જોઈ વળી આગળ ચલાવ્યું: "તું તો કંઈ બોલતો જ નથી! મારે સમજવું શું? તું આટલો બધો ક્રૂર બની શકે, એ તે શું શકય છે? ના–ના–મારા તો માન્યામાં જ આવતું નથી. મને લાગે છે કે, મારી વાત તો તારે ગળે ઊતરી

જ છે. ફેડોર! ભગવાન તને તારી ભલાઈનો બદલો આપશે. મારા હાથે તારી પત્નીનો સ્વીકાર કર."

લેવેટ્સ્કી બિલકુલ ભાન વિના તેની ખુરસીમાંથી કૂદી ઊભો થઈ ગયો. મેરિયા પણ ઊભી થઈ પડદા પાછળ ગઈ અને જોત-જોતામાં વારવારાને લઈને દાખલ થઈ. ફિક્કી, અરધી મર્યા જેવી, નીચી ઢળેલી આંખોવાળી આ બાઈને જોતાં તો જાણે એમ જ લાગતું હતુ કે, તેણે વિચાર અને ઇચ્છાની તમામ વૃત્તિ, પ્રવૃત્તિ અને શક્તિ સુદ્ધાંનો ત્યાગ કર્યો હતો અને મેડમ મેરિયાના હાથોમાં પોતાની જાતને સમર્પિત કરી દીધા હતી.

લેવેટ્સ્કી ચમકયો ને બે ડગલાં પાછળ હઠયો.

"તું બધો વખત અહીંયાં જ હતી?" તેણે આશ્ચર્યપૂર્વક પૂછ્યું.

"એને ઠપકો ન આપો." મેરિયા ઉતાવળે બોલી ઊઠી: "એ તો ચાલી ગઈ હોત, જો મેં એને રોકી ન હોત તો. મેં જ એને અહીં બેસાડી હતી. એણે તો કહ્યું હતું કે તને એથી તો વધારે ગુસ્સો ચડશે. પણ હું સાંભળું શાની? એ તને ઓળખે છે એના કરતાં હું તને વધારે ઓળખું છું. લે—મારે હાથે તારી પત્નીનો સ્વીકાર કર. જા એની પાસે, જા, વારવારા; બીશ નહિ. તારા સ્વામીને ચરણે માથું નાખ." એમ કહી તેણે વારવારાના હાથને આંચકો માર્યો અને વાકય આગળ ચલાવ્યું–'અને મારા આશીર્વાદ——"

"બસ કરો, મેરિયા." લેવેટ્સ્કી વચમાં બોલી ઊઠયો. એનો અવાજ લાગણીના અતિરેકથી કંપી રહ્યો હતો. "તમને નાટકી

દેખાવો ગમતા લાગે છે. એથી તમને જરૂર આનંદ પડતો હશે, પણ સામાને એથી અકળામણ પણ થાય. ગમે તેમ હું, તમારી સાથે ચર્ચા કરવા નથી માગતો. આ દેખાવમાં—આ 'પ્રવેશમાં તમારે મુખ્ય ભાગ ભજવવાની જરૂર નથી."

અને તે તેની પત્ની તરફ ફરી બોલ્યો: "અને આપને શું જોઈએ છે હજી શ્રીમતી? મારાથી બની શકે એટલું બધું મેં તારે માટે નથી કર્યું? આ નાટક તેં ફિક્કું નથી કર્યું, એમ મને કહેવાનો કંઈ અર્થ નથી. હું બધું જાણું છું. તું જાણે છે કે તારા ઉપર મારો ભરોસો નથી. પણ તારે જોઈએ છે શું? કહી નાખ. તું મહા ચતુર છે. ખાસ હેતુ વિના તું કંઈ જ કરતી નથી. તારે એ સમજી લેવું જોઈએ કે, પહેલાં હું તારી સાથે રહેતો હતો, તેવી રીતે, ફરી રહેવું હવે મારે માટે શક્ય નથી; એનું કારણ, હું તને ધિક્કારું છું, એ નથી; પણ હવે હું સાવ બદલાઈ ગયેલો છું. તું જે દિવસે આવી તે જ દિવસે મેં તને કહ્યું તો હતું જ અને એ દિવસે તેં તારા મનમાં તો એ વાત માની પણ લીધી હતી. પણ, કદાચ, તારા દિલમાં, જાહેરમાં તારી પ્રતિષ્ઠા પાછી પ્રસ્થાપિત કરવાનો વિચાર હશે. મારા ઘરમાં કેવળ રહેવું, એ તારે માટે તદ્દન નજીવી વસ્તુ હશે. તારે એક જ છાપરા નીચે મારી સાથે રહીને ગયેલી આબરૂ પાછી કમાવી હશે. એમ જ છે ને?"

વારવારા જમીન ઉપરથી આંખ ઉઠાવ્યા વિના જ બોલી: "આપ મને ક્ષમા આપો, એટલું જ હું યાચું છું."

મેરિયા એનું એ બોલી: "એ તારી ક્ષમા યાચે છે"

"અને મારી ખાતર નહિ, પણ અદાની ખાતર" વારવારા ધીમેથી બોલી.

"એને પોતાને માટે નહિ, પણ અદાને ખાતર" મેરિયા ફરી એનું એ બોલી.

"ભલે, એ જ તારે જોઈએ છે ને?" જેમ તેમ કરી લેવ્રેટ્સ્કી બોલ્યો: "ભલે, હું એ સ્વીકારું છું."

વારવારાએ એક ત્વરિત દૃષ્ટિ એના ભણી નાખી.

મેરિયા આનંદમાં આવી બોલી: "ભગવાનનો ઉપકાર માનો." અને વળી વારવારાનો હાથ પકડી લેવ્રેટ્સ્કી ભણી જોઈ બોલી: "તો, લે, મારે હાથે આનો સ્વીકાર......"

"રહો જરા. હું કહી લઉં." એમ બોલી લેવ્રેટ્સ્કી વારવારા ભણી ફરી તેને ઉદ્દેશી બોલ્યો: "તારી સાથે રહેવાને હું સંમત થાઉં છું, વારવારા, એટલે કે હું તને લેવ્રીકી લઈ જઈશ. અને મારાથી બનશે ત્યાં લગી તારી સાથે રહીશ. પછી હું ચાલ્યો જઈશ. પણ પછી ય અવારનવાર તને મળતો રહીશ. હું તને છેતરવા નથી માગતો. કૃપા કરી વધારે કશાની સ્પૃહા ન કરીશ. આપણાં આ મુરબ્બી કહે છે એમ તને હું છાતીએ વળગાડું તો તને જ હસવું આવશે. મારે માટે ભૂતકાળ જેવી કોઈ ચીજ નથી; પડી ગયેલું વૃક્ષ ફરી કદી નવ પલ્લવિત થતું નથી. પણ હું એટલું સ્પષ્ટ જોઈ શકું છું કે માનવીએ બધો અહમ્ છોડી દેવો જોઈએ. અલબત્ત, આ શબ્દોનો અર્થ મારે મન ને તારે મન એક નથી; પણ એનો કંઈ વાંધો નહિ. હું ફરી કહું છું હું તારી સાથે રહીશ--અથવા—ના, હું વચન નથી આપતો. પણ હું તને કદી ધકેલી નહિ મૂકું. તને મારી પત્ની ગણી તારી સંભાળ રાખીશ——"

"બસ.બસ. તારો હાથ એને આપ." જેનાં આંસુ ક્યારનાં સુકાઈ ગયાં હતાં એવી મેરિયા બોલી.

"હજી તો મેં કદી વારવારાને દગો નથી દીધો." લેવ્રેટ્સ્કી બોલ્યો. "મારા વચનો ઉપર એ વિશ્વાસ રાખશે. હું એને લેવ્રીકી લઈ જઈશ. પણ યાદ રાખજે, વારવારા, તું ત્યાં રહેવાનું છોડી બીજે જતી રહેશે, એની સાથે જ આપણા આ કરારનો અંત આવશે. બસ, હવે મને જવા દો."

તેણે બંને સ્ત્રીઓને નમસ્કાર કર્યા ને તે ઉતાવળો બહાર નીકળી ગયો.

લેવ્રેટ્સ્કીને જતો જોઈ મેરિયા બોલી: "આને સાથે નહિ લઈ જાય?"

વારવારા ધીમેથી બોલી: "જવા દો એમને એકલા." અને પછી આભારવિધિ વિગતે ચાલી.

મેરિયાએ આભારનો સ્વીકાર તો કર્યો. પણ તેને સંતોષ થયો ન હતો. હજી તેને સીન પૂરો ભજવાયો લાગતો ન હતો. આટલી બધી મહેનત પોતે લીધી હોવા છતાં લેવ્રેટ્સ્કી અને વારવારા બંને પાત્રોએ પૂરતું કૌશલ બતાવ્યું ન હતું. લાગણીની જમાવટ જોઈએ તેવી જામી ન હતી. વારવારાએ પૂરા સાષ્ટાંગ કરવા જોઈતા હતા, પતિના પગ પકડવા જોઈતા હતા, રડવું જોઈતું હતું......વગેરે વગેરે.

"તું તો કશું, મેં કહ્યું તે સમજી જ નહિ? મેં તને છેક પગે પડવાનું તો સૂચવ્યું હતું!" મેરિયા બબડી.

"જે થયું તે ઠીક થયું છે, ફોઈબા. હવે અકળાવાની જરૂર

નથી. બધું બરાબર પાર ઊતર્યું છે." વારવારાએ સંતોષ વ્યક્ત કર્યો.

"ઠીક, એ તો. પણ—છે તો સાવ બરફ જેવો ઠંડો" મેરિયા બોલી. "એ ખરું કે તું ન રડી પણ મારા આંસુએ ઉત્તમ ભાગ ભજવ્યો. જોયું ને? એ તને લેવ્રીકીમાં પૂરવા માગે છે! તું મને ય મળવા ત્યાંથી નહિ આવી શકે! પુરુષો લાગણી વગરના જ હોય છે." એમ બોલી તેણે માથું હલાવ્યું—કેમ જાણે કાંઇક ગૂઢ અર્થનું સૂચન ન કરી રહી હોય!

"ગમે તેમ—સ્ત્રીઓએ તો ભલાઈ અને ઉદારતાની કદર કરવી રહી." વારવારા બોલી. અને પછી ઘૂંટણે પડી તેણે મેરિયાની કમરે પોતાના હાથ વીંટાળ્યા અને તેના ખોળામાં પોતાનું મસ્તક છુપાવી દીધું. એ છુપાયેલા મુખ ઉપર સ્મિત હતું, જ્યારે મેરિયા એ નવેસરથી આંસુ વહાવાં શરૂ કરી દીધાં હતાં.

૪૧

બીજે દિવસે રવિવાર હતો. દેવળના ઘંટાના અવાજે લેવેટ્સ્કીને આજે જગાડી ન દીધો. આખી રાત તેણે આંખ મીંચી જ ન હતી એટલે જાગી જવાનો કોઈ સવાલ જ ન હતો. આ ઘંટાનાદે એને આગલા રવિવારની યાદ આપી—જ્યારે તે લીઝાના આગ્રહને વશ થઈ દેવળે ગયો હતો. અને તે તરત જ બેઠો થઈ ગયો. એને કોક ગુપ્ત અવાજ કહી રહ્યો હતો કે આજે પણ લીઝા ત્યાં મળશે જ. તે ચૂપચાપ નીકળી પડયો. નોકરને તેણે જતાં જતાં કહ્યું કે વારવારા જાગે ત્યારે કહે કે ખાવાને સમયે તે પાછો આવી રહેશે. અને તેણે લાંબે પગલે ઘંટાનાદના એકધારા સૂરવાળી દિશામાં ચાલવા માંડ્યું.

તે બહુ વહેલો પડયો. ભાગ્યે જ કોઈ આવ્યું હતું. અંદર એક જણ કશુંક વાંચી રહ્યો હતો. લેવેટ્સ્કી બારણાથી દૂર ઊભો રહ્યો. ધીમે ધીમે ભક્તજનો આવી પહોંચ્યા. જેમ જેમ આવતા ગયા તેમ તેમ વિધિ કરી ચારે બાજુ નમન કરી એક સ્થળે ગોઠવાતા ગયા. એક વૃદ્ધા એકદમ જલદી જલદી પ્રાર્થના બબડી ગઈ. એના ચહેરા ઉપર ઊંડી લાગણીઓ તરવરતી હતી. બીજે એક ખેડૂત લેવેટ્સ્કીની અડોઅડ ઊભો હતો. એના પ્રત્યેક હાવ-ભાવમાં ઊંડી વેદના હતી. લેવેટ્સ્કીએ તેને પૂછ્યું. "કેમ આમ?"

પેલો અદ્ભુત અવિશ્વાસની લાગણી સહિત જરાક ચોંકી પાછો હટ્યો. અને પછી ઠંડે કલેજે તેના તરફ જોતો બોલ્યો, "મારો દીકરો મરી ગયો છે." અને તે તરત જ સાષ્ટાંગ પ્રણામ કરવા લાગી ગયો.

'દેવળનું આશ્વાસન પણ ન સ્પર્શી શકે એવું દુઃખ વળી આ લોકોને કોઈ જ શું શકે?' લેવ્રેટ્સ્કી વિચારી રહ્યો. અને પોતે પ્રાર્થના કરવા મથ્યો. પણ એનું હૃદય ભારે અને સખત હતું અને તેના વિચારો જોશમાં હતા. તે લીઝાની રાહ જોતો હતો. પણ લીઝા ન આવી. દેવળ લોકોથી ભરાઈ ગયું પણ તેમાં ય તે લીઝાને જોવા ન પામ્યો. સમૂહપ્રાર્થના શરૂ થઈ, ઉપદેશ વંચાવા મંડયો, છેલ્લી પ્રાર્થનાના ઘંટા ગાજી રહ્યા. લેવ્રેટ્સ્કી જરાક આગળ વધ્યો ને તેણે લીઝાને શોધી કાઢી. તે એનાથી ય વહેલી આવી હતી પણ દેખાઈ ન હતી. દિવાલની બાજુમાં એક ખૂણામાં એવી રીતે ઊભી હતી કે જલદી નજરે ન ચઢે. તે પોતે તો આમ તેમ ક્યાંક જોતી જ ન હતી, અને હતી ત્યાંથી જરા પણ ખસી નહિ.

પ્રાર્થના પૂરી થઈ ત્યાં લગી લેવ્રેટ્સ્કીએ લીઝા ઉપરથી દૃષ્ટિ ફેરવી નહિ. તે એને 'છેલ્લી સલામ' ભરી રહ્યો હતો, ધીમે ધીમે સૌ વિખરાવા લાગ્યા. પણ લીઝા ત્યાં જ ઊભી રહી. કદાચ તે લેવ્રેટ્સ્કીના ચાલ્યા જવાની રાહ જોતી હશે! ગમે તેમ, પણ, આખરે તેણે છેલ્લાં નમન કર્યાં અને સીધી બહાર નીકળી ગઈ. તેની સાથે માત્ર એક દાસી જ હતી.

લેવ્રેટ્સ્કી તેની પાછળ પાછળ બહાર નીકળ્યો અને રસ્તા ઉપર તેની સાથે થઈ ગયો. તે ખૂબ જલદી ચાલી રહી હતી. તેનું

માથું નીચું ઢળેલું હતું અને માથા ઉપરનું કપડું છેક કપાળ સુધી ખેંચેલું હતું.

"ગુડ ડે, લીઝાવેટા" તેણે મોટે અવાજે કહ્યું. એના કંઠમાં ઉપર ઉપરથી થોડીક સ્વસ્થતા દેખાતી હતી. "તમારી સાથે આવું કે?"

લીઝાએ કંઈ જવાબ ન આપ્યો. લેવ્રેટ્સ્કી તેની સાથે ચાલવા લાગ્યો.

"તમને હવે સંતોષ થયો?" ખૂબ ધીમે કંઠે પૂછ્યું: "ગઈ કાલે જે બન્યું એ બધું તમે જાણ્યું તો હશે જ, મને લાગે છે."

"હા——હા." લીઝાએ પણ ખૂબ જ ધીમે સૂરે જવાબ આપ્યો. "તમે એ ખૂબ જ સારું કર્યું" એમ બોલી તેણે તેની ગતિ વળી ઓર વધારી.

"તમને સંતોષ થયો ને?"

લીઝાએ માત્ર સંકેતથી જ સંમતિ દર્શાવી.

"ફ્યેડોર!" થોડી વારે તેણે શાંત પણ શિથિલ સ્વરે બોલવા માંડ્યું: "મારે તમને થોડુંક કહેવું છે. ઘર સુધી ન આવશો. જલદી ચાલ્યા જાવ. આપણે ક્વચિત્ ક્વચિત્ ક્યાંક ક્યાંક મળીશું —કદાચ વરસેક પછી. હમણાં તો હું કહું છું એમ, મારી ખાતર યે—ભગવાનની ખાતર યે આટલું કરો; તમને વિનવું છું—જાવ."

"તમે કહો એમ કરવા તૈયાર છું, લીઝાવેટા. પણ આપણે શું આમ જ રીતે સદાને માટે છૂટા પડવાનું હશે? તમે એક શબ્દ યે આ વિદાય વેળાએ નહિ બોલો?"

"ફેડોર, તમે મારી સાથે મારી બાજુમાં જ ચાલો છો, પણ ખરી રીતે તમે ઘણા દૂર છો, મારાથી ઘણા ઘણા દૂર છો. અને તમે જ એક માત્ર નહિ, પણ—" અને **લી**ઝા જરાક અટકી.

"બોલ્ય જાઓ, બોલ્ય જાઓ. કહો શું કહેતાં હતાં?" લેવ્રેટ્સ્કીએ વિનંતી કરી.

"એ ય તમને જાણવા મળશે, કદાચ—પણ ભૂલી જજો—ના, ના, મને ન ભૂલશો—મને યાદ કરજો."

"હું તમને ભૂલી જાઉં? શું બોલો છો?"

"બસ તો—સલામ કૃપા કરી પાછા ફરો."

"**લી**ઝા——"

"સલામ, સલામ." એમ બોલી તેણે માથા ઉપરનું કપડું વધુ નીચું ઉતાર્યું અને કેમ જાણે દોડતી ન હોય એમ ભાગી છૂટી.

લેવ્રેટ્સ્કી થોડી વાર તેને જતી જોઇ રહ્યો. અને પછી માથું નીચું નાખી પાછો ફર્યો. એવામાં એકાએક લેમને જોતાં એમની ભણી દોડયો. પગની આંગળીઓ ઉપર દૃષ્ટિ ઠેરવી, હેટ છેક કપાળ સુધી ઉતારીને તેઓ ચાલી રહ્યા હતા.

બંને જણ મૂંગે મૂંગા એક બીજાને જોઈ રહ્યા.

"કેમ, શું કહેવાનું છે?" લેવ્રેટ્સ્કીએ આખરે પૂછ્યું.

"મારે શું કહેવાનું છે?" લેમે ફ્રેડ કંઈ સામું પૂછયું. "મારે કશું કહેવાનું નથી. તમામ મરી પરવાર્યું છે, અને આપણે ય મરેલા જ છીએ. તમારે કઈ—જમણી બાજુ જવું છે?"

"હા."

"અને મારે ડાબી બાજુ. ગુડ-બાય."

## ૪૨

બીજી સવારે લેવેટ્સ્કી તેની પત્નીને લઈ લેવીકી ગયો. વારવારા, અદા અને જસ્ટાઇન ગાડીમાં આગળ ગયાં. લેવેટ્સ્કી પાછળથી એક્કામાં ગયો. આખી મુસાફરી દરમિયાન અદા બારી-માંથી જરા ય ખસી નહિ. એને એકેએક વસ્તુ આશ્ચર્યકારક લાગી - ખેડૂતોની સ્ત્રીઓ અને પુરુષો, ઝુંપડાંઓ, કુવાઓ, ઘોડાની ઉપરનો સામાન, એમના ગળે બાંધેલી ઘંટડીઓ અને હજાર જાતનાં પક્ષીઓ. જસ્ટાઇન એના આશ્ચર્યમાં સાથ પૂરતી. વારવારાએ આ બંનેની વાતો ઉપર હસ્યા જ કર્યું. તે ખૂબ જ મોજમાં હતી—સ્વામી સાથે બધું પતી ગયું હતું.

"તમારી સ્થિતિ હું સમજી શકું છું." તેણે લેવેટ્સ્કીને કહ્યું હતું. અને તેના હાવભાવ તથા બોલવાની ઢબ ઉપરથી જણાતું હતું જ કે જરૂર તે લેવેટ્સ્કીને સમજી ગઈ હતી. "પણ તમે મારા પર એક જ કૃપા કરો—તમારી સાથે હું કશી ડખલ વિના રહીશ. મને એટલી જ રજા આપો. તમને પજવીશ નહિ. કે બીજી રીતે મારો ભાર તમારા ઉપર લાદીશ નહિ. મારી ઇચ્છા અદાનું ભવિષ્ય સુધારવાની છે. મારે બીજું કશું નથી જોઈતું."

"હા—તેં તારું ધાર્યું બધું મેળવ્યું છે." લેવેટ્રસ્કીએ કહ્યું હતું.

"હવે હું માત્ર એક જ વસ્તુની ખેવના કરું છું અને તે મારી જાતને એકાંતમાં શમાવી ડુબાવી દેવાની. પણ હું તમારી ઉદારતા કદી ય નહિ ભૂલી શકું——"

"બસ. બહુ થયું." લેવેટ્રસ્કીએ તેને બોલતી અટકાવવા કહ્યું હતું.

"અને તમારી શાંતિ તથા સ્વતંત્રતા કેમ જળવાય તે માટે હું હરહમેશ સાવચેત અને જાગ્રત રહીશ." પહેલાંથી વિચારી રાખેલ વાક્યો વારવારાએ ઠાલવવા માંડયાં.

લેવેટ્રસ્કીએ માથું નીચું ઢાળ્યું. વારવારાને થયું કે સ્વામીએ આભાર માન્યો.

બીજી સાંજે સૌ લેબ્રીકી આવી પહોંચ્યાં. એકાદ અઠવાડિયા બાદ લેવેટ્રસ્કી મોસ્કો ગયો. પાંચ હજાર રૂબલ તેની પત્નીને આપતો ગયો હતો.

લેવેટ્રસ્કી ગયો કે બીજે જ દિવસે પેનશાઈન આવ્યો. વારવારાએ તેને ભૂલી ન જવા વિનંતી કરી હતી ને? તેણે તેને ખૂબ ઉમળકાપૂર્વક આવકાર આપ્યો. અને ઊંચી મહોલાતના ઊંચા ખંડો તથા આખો બગીચો મોડી રાત લગી ફ્રેન્ચ વાતચીતો તથા સંગીતના સરોદોથી ગુંજી રહ્યો, ચેતનવંતો બન્યો.

પેનશાઈન ત્રણ દિવસ વારવારા સાથે રહ્યો. વિદાય વેળાએ ઉમળકાપૂર્વક હાથ દબાવતાં તેણે જલદી પાછા આવવાનું વચન આપ્યું અને તેણે તે પાળ્યું પણ ખરું.

## ૪૩

**લી**ઝાનો ખંડ નાનકડો અને સ્વચ્છ હતો. એક પથારી, સફેદ પડદાઓ, નાનકડું ટેબલ, થોડાંક ફ્લાવરપૉટસ, અને ભીંતમાં જડેલ ચોપડીઓ માટેનું એક કબાટ તથા ઇશુનો ક્રોસ, એટલું જ એમાં હતું. **લી**ઝાનો જન્મ જ એ ખંડમાં થયો હતો.

દેવળેથી પાછી આવી તેણે તમામ વસ્તુઓને રોજ કરતાં વધારે કાળજીપૂર્વક ગોઠવી. બધું સાફસૂફ કર્યું અને મિત્રો તરફથી આવેલ એકેએક પત્ર જોઈ ગઈ, વર્ગીકરણ કરી ગડી બાંધી ખાનામાં મૂક્યા. પછી ફૂલોને પાણી પાયું. અને દરેક પુષ્પને વહાલપૂર્વક સ્પર્શ કર્યો. અને આ બધું તેણે સભાન રીતે, શાંતિથી, અને મુખ ઉપર મધુરતા ધારણ કરી કર્યું. આખરે તે ખંડની મધ્યમાં શાંત ઊભી અને ધીમેથી ચારે બાજુ જોઈ રહી. પછી 'ક્રોસ' આગળ જઈ ઘૂંટણીએ પડી, બે હાથમાં માથું નાખી દીધું. અને થોડીવાર સ્તબ્ધ રહી.

એવામાં **માર્ફા** ત્યાં આવી પહોંચી. **લી**ઝાને તેની કશી ખબર પડી નહિ. **માર્ફા** બિલકુલ અવાજ કર્યા વિના પાછી વળી. અને બારણા બહાર જઈ ખાંસી ખાતી હોય એવો અવાજ કર્યો.

**લી**ઝા એકદમ ઊભી થઈ ગઈ. આંખોમાં ભેગાં થયેલાં, ટપકવાં શરૂ નહિ થયેલાં, આંસુ તેણે લૂછી નાખ્યાં.

"ઓહ, તેં તો તારી નાનકડી કુટિર પાછી બરાબર ગોઠવી દીધી લાગે છે!" એક કૂંડામાંના ગુલાબના છોડ ઉપર નમીને **માર્ફા** બોલી: "શી મીઠી ખુશબો છે!"

**લી**ઝાએ તેની ફોઈ પ્રત્યે વિચારપૂર્ણ દૃષ્ટિએ જોયું.

"તમે શું કહ્યું?" તે ધીમેથી બોલી.

"શું કહ્યું?—ક્યારે?" વૃદ્ધા તીવ્ર કંઠે બોલી. "આ તો ભયંકર છે—મારાથી સહેવાતું નથી." **લી**ઝાની પથારી ઉપર બેસી પડતાં તેણે આગળ ચલાવ્યું: "આજે ચોથો દિવસ છે—હું તો જાણે ભઠ્ઠીમાં શેકાઈ રહી છું. મારાથી હવે વધારે ઢોંગ નહિ થાય. મારાથી હવે તમારી રીતભાત નહિ પળાય. તને રડતી મારાથી જોઈ શકાતી નથી—ઓહ! તું દહાડે દિવસે કેવી ફિક્કી પડી રહી છે—કરમાઈ રહી છે! મારાથી જરાય——જરાય—"

"પણ તમે આવું બધું શું કામ બોલો છો, ફોઈ? મને તો એવું કશું થયું નથી." **લી**ઝા બોલી.

"કશું થયું નથી?" **માર્ફા** આશ્ચર્યપૂર્વક બોલી: "બીજાંને એવું સમજાવજે—મને નહિ. કશું નથી? તો આ કોણ હમણાં ઘૂંટણીએ પડયું હતું? હજી કોની પાંપણો ભીની છે? કશું નથી! અરે તારી જાત સામું તો જો જરા—તારા મોંને તેં કેવું બનાવી મૂક્યું છે, એ તો જો. આમ આંખો શું કામ ઊંડી ઊતરી ગઈ છે? કશું જ નથી! વાહ રે! જાણે હું તો કશું જાણતી સમજતી જ નહિ હોઉં!"

"થોડા દિવસ જવા દો, ફોઇ. બધું વિખરાઇ જશે."

"વિખરાઈ જશે—હાસ્તો, પણ ક્યારે? ઓ ભલા ભગવાન! ખરેખર, તું શું એને એટલો બધો ચાહતી હતી? અરે, એ તો ઘરડો થઈ ગયો હવે; ઠીક ઠીક; એ સારો આદમી હતો એની ના નથી. કદી ડંખે એવો ન હતો. પણ એથી શું થઈ ગયું? આપણે બધાં સારાં જ છીએ ને? દુનિયા કંઈ એનાથી જ પતી નથી જતી. એવા તો જોઈએ એટલા ભલા માનવીઓથી દુનિયા ભરેલી છે."

"લીઝા! કહું છું તે સાંભળો લે." માર્ફાએ લીઝાને પોતાની પાસે પથારી ઉપર બેસાડતાં અને તેના વાળ ઉપર હાથ ફેરવતાં કહ્યું: "અત્યારના ઉકળાટમાં તને લાગે છે કે એ ઘા કદી રૂઝાશે નહિ; દીકરા! દુનિયામાં એક મૃત્યુ સિવાય બીજું એવું કશું નથી; જે રૂઝાતું નથી. માત્ર મનથી નક્કી કર કે એને કારણે આટલી બધી હારી નહિ જાઉં. અને પછી તને અચંબો થશે કે કેટલું જલદી અને સારી રીતે બધું ચાલ્યું જાય છે. માત્ર થોડી ધીરજ રાખવી પડે છે."

"ફોઈ—મેં કહ્યું નહિ કે બધું ક્યારનુંય ધોવાઈ સાફ થઈ ગયું છે!" લીઝાએ જવાબ આપ્યો.

"સાફ થઈ ગયું! શી રીતે સાફ થઇ ગયું છે? તો આ તારું નાક આમ સૂઝી શું કામ ગયું છે? અને પાછી કહે છે—બધું ધોવાઈ ગયું છે—હાસ્તો—ધોવાઈ ગયું છે જ તો!"

"સાચેજ, ફોઈ બધું ધોવાઈ ગયું છે—તમારાથી બની શકે તો મને મદદ કરો; ફોઈ, એક મિત્ર તરીકે મને સહાય કરો—ગુસ્સો ન કરો—મને સમજવાનો પ્રયત્ન કરો—"

"પણ આ બધું છે શું માડી? મને ગભરાવી ન નાખ, મારાથી ચીસ પાડી દેવાશે. આમ મારી સામું જોઈ ન રહે. બોલ, જલદી બોલી નાખ—આ બધું છે શું?" **માર્ફા** વ્યગ્ર બની બોલી રહી.

"મારે—મારે—" **લી**ઝા **માર્ફા**ની છાતીમાં માથું નાખી ખૂબ જ ધીમેથી બોલી: "મારે મઠમાં જઈ રહેવું છે."

વૃદ્ધા એકદમ ચોંકી પડી.

"ભગવાનને યાદ કર, **લી**ઝા. આ શું બોલે છે? જરા ભાન રાખ. તું શું કરવા માગે છે, કંઈ સમજાતું નથી. ભગવાન બચાવે." અને તે બોલતાં બોલતાં ખચકાવા લાગી: "બેટા, સૂઈ જા અને આરામ લે. ઉજાગરાને લીધે આવું બધું બોલાઈ જાય છે, દીકરી."

**લી**ઝાએ ઊંચું જોયું. તેના ગાલ ઉપર પ્રકાશ હતો.

"ના, ફોઈ, એમ ન બોલો. મેં ભગવાનની ખૂબ ખૂબ પ્રાર્થના કરી, તેને જ પૂછીને આ નિર્ણય કર્યો છે. બધું સમાપ્ત થયું છે. તમારી સૌની સાથેનું મારું જીવન ખલાસ થાય છે. જીવનમાં આવા પાઠો વિનાહેતુ મળતા નથી. અને આજે કંઈ પહેલી જ વાર હું આવો વિચાર નથી કરતી. સુખ મારે માટે કદી હતું જ નહિ. સુખની આશામાં જ્યારે હું તરબોળ બની હતી ત્યારે ય મારું હૈયું અંદર અંદર ધડકી રહ્યું હતું. હું બધું જાણું છું—મારાં પોતાનાં ને બીજાનાં સૌનાં પાપ જાણું છું. પિતાજીએ કેવી રીતે ધન ભેગું કર્યું એ ય જાણું છું. હું બધું જાણું છું—બીજો કોઈ ઉપાય નથી, ભગવાનને ભજવા સિવાયનો. તમને સૌને છોડી જતાં મને અનહદ દર્દ થાય છે—તમને સૌને—તમને, માતાજીને

લેનોચ્કાને. પણ મારે માટે બીજો કોઈ રસ્તો નથી. મને લાગે છે કે મારે માટે અહીં જીવવું, રહેવું બિલકુલ અશક્ય છે. મેં એકેએકની વિદાય લઈ લીધી છે—ઘરમાંની તમામ ચીજને છેલ્લા નમસ્કાર કરી લીધા છે. કોઈક અંતરનો અવાજ મને બોલાવી રહ્યો છે. મારાં હૈયામાં ગમગીની ભરી છે—સદાને માટે મારી જાતને ક્યાંક છુપાવી દેવામાં જ મને ખરો આનંદ મળશે. કૃપા કરી કોઈ મારી આડે ન આવશો, મને વૃથા ખાળવાનો પ્રયત્ન ન કરશો. મને મારા ધ્યેયમાં મદદ કરજો. નહિ તો, મારે આખરે એકલા ચાલ્યા જવું પડશે.''

માર્ફા કેવળ ભયપૂર્વક જ આ બધું સાંભળી રહી.

'માંદી લાગે છે. માથું ફરતું હશે, એનો જ આ બકવાટ છે. દાક્તરને બોલાવવો જોઈએ. પણ કોને બોલાવવો? સર્જિયસ એક દિવસ કોઈકના બહુ વખાણ કરતો હતો. પણ એ તો જુઠ્ઠો છે. ના કદાચ એ દિવસે સાચું ય બોલ્યો હોય!' માર્ફા વિચારી રહી.

પણ થોડી જ વારમાં તેને ખાત્રી થઈ ગઈ કે, લીઝા માંદી ન હતી, તે બબડાટ કરતી ન હતી. અને જ્યારે લીઝાએ તેના એકે-એક પ્રશ્નનો એક જ જવાબ આપ્યો ત્યારે માર્ફા અતિશય ભયભીત અને અનહદ દુઃખી બની.

"પણ, દીકરી, ખરેખર તને કશી ખબર નથી, એ લોકો કેમ જીવે છે તે." માર્ફા તેને મનાવવાની આશાએ બોલી રહી. "દીકરી! ત્યાં તો ખરાબ તેલના રોટલા ને જાડાં જાડાં કપડાં આપશે. ટાઢમાં ફરવાનું ત્યાં તો—બેટા, તારાથી એ બધું નહિ સહેવાય. આ બધું ભૂત પેલી આગાફિયાએ તારામાં ઘુસાડ્યું છે.

તને એણે જ આ ગાંડી બનાવી દીધી છે. પણ દીકરા, એ તો પાછળથી કેટલી નિરાંતે જીવી હતી? કેટલી મોજથી! તું ય શું કામ એમ ન જીવે? ગમે તેમ, પણ મને પહેલાં શાંતિથી મરવા દે, પછી તારે ફાવે તેમ કરજે. અને દુનિયામાં આવી નકામી ચીજને કારણે તે કોઈ મઠમાં ગયું હોય એમ સાંભળ્યું છે? એક ગમે તેવા આદમીને ખાતર? અને તને એટલી બધી જ ગ્લાનિ હોય તો એક વાર મઠમાં જઈ આવ. સંતની પૂજા કરી આવ. અમૂક મંત્રો બોલાવવાનું કર. પણ તું તારે ડીલે કાળો ઝભ્ભો ના પહેરીશ."

એમ બોલી માર્ફા છાતીફાટ રડી.

લીઝાએ તેને આશ્વાસન આપવાનો પ્રયત્ન કર્યો. આંસુ લૂછી નાખ્યાં તેને સમજાવવા મથી. પણ પોતાના નિશ્ચયમાં તો તે અડગ જ રહી.

છેવટે નિરાશ બની માર્ફાએ તેને ધમકી આપવા માંડી—તેની માને કહી દેવાની વગેરે. પણ તેની ય કશી અસર ન થઈ. આખરે આ વૃદ્ધાની અનેક વિનવણીઓને અંતે—તેણે છ મહિના પછી મઠમાં જવાનું રાખ્યું. અને બદલામાં માર્ફાએ વચન આપ્યું કે જો છ મહિના દરમિયાન તેનો આગ્રહ ઓછો નહિ થયો હોય તો પોતે તેને મદદ કરશે અને માતાની રજા મેળવી આપવા મથશે.

શિયાળાની શરૂઆત થતાં જ, એકાંત વાસમાં દટાઈ જવાનું વચન આપી ચૂકેલ હોવા છતાં, વારવારાએ પિટર્સબર્ગ તરફ પ્રયાણ કર્યું. દરમિયાન પૈસા તો સારા ભેગા કરી લીધા હતા. પેનશાઈન હવે પેલું નગર છોડી પિટર્સબર્ગમાં આવી ગયેલ હતા અને તેણે જ વારવારા માટે સુંદર મકાન રાખી લીધું હતું. પેનશાઈને છેલ્લા છેલ્લા દિવસોમાં મેડમ મેરિયાનો સદ્‌ભાવ ગુમાવ્યો

હતો અને તેણે તેમને ત્યાં જવું આવવું પણ લગભગ છોડી દીધું હતું. મોટે ભાગે તો એ દિવસોમાં તે વારવારાને ત્યાં જ લેવ્રીકામાં પડ્યો રહેતો. વારવારાએ તેને સાચેસાચ ગુલામ જેવો બનાવી દીધો હતો. તે એની ઉપર જે મનસ્વી તુમાખી હકૂમત ભોગવી રહી હતી, એને માટે 'ગુલામ' સિવાય બીજો કોઈ શબ્દ-પ્રયોગ પૂરતો નથી જ.

લેવ્રેટ્સ્કીએ શિયાળો મૉસ્કોમાં ગાળ્યો. બીજા વરસની વસંતમાં તેને જાણ થઈ કે, લીઝા એક ખૂબ દૂરના એકાંતમાં આવેલા મઠમાં દાખલ થઈ ચૂકી હતી.

# અંત

**આઠ** વરસ વીતી ગયાં. ફરી પાછી વસંત આવી પહોંચી.

* * *

**પહેલાં માઇકેલ**, પેનશાઇન અને **વારવારાની** વાત કરીએ, અને તેમની સદાને માટે વિદાય લઇએ.

**માઇકેલ** ઘણું ઘણું રખડ્યા ને અથડાયા પછી આજે સરકારી કેળવણી ખાતામાં સારા હોદ્દા ઉપર છે—ઇન્સ્પેકટર છે. એને એના કાર્યનો સંતોષ છે અને એના "શિષ્યો" એને "પૂજે" છે, અલબત્ત, સાથે સાથે મશ્કરી પણ ઉડાવે છે.

પેનશાઇને પણ નોકરીમાં સારી પ્રગતિ સાધી છે અને હવે એક ખાતાના પ્રધાન બનવાની ઉમેદમાં જ છે. ચાલતાં એની કમર સહેજ ખૂંધી દેખાય છે. તમામ અમલદારો એનામાં કલાકારનો આત્મા જુવે છે. એનો ચહેરો, જો કે હજી તદ્દન જુવાન લાગે છે, છતાં પીળાશ પડતો થયો છે. તેના વાળ હતા

તેનાથી પાતળા બન્યા છે. હવે એ નથી ગાતો કે નથી પાનાં ખેલતો. પણ હવે તેનું લક્ષ સાહિત્ય પ્રત્યે વિશેષ ઢળ્યું છે. હજી એની આજુબાજુ નારીવૃંદ તો વીંટળાએલું જ છે ને તેમની આગળ તે પોતાનાં ગીતો વાંચી સંભળાવે છે. પણ હજી તે પરણ્યો નથી—અલબત્ત, અનેક ઉત્તમ તક હોવા છતાં. એને માટે જો કોઈને દોષિત ગણી શકાય તો તે વારવારા જ.

વારવારા મોટે ભાગે પૅરિસમાં જ નિવાસ કરે છે, પહેલાંની જેમ જ. લેવ્રટ્સ્કીએ તેને નામે બેન્કમાં ખાતું ખોલી આપી સારી રકમ મૂકી દીધી છે; જેથી તેને તે વિષે ફરીફરી પશ્ચાતમાં પડવું ન રહે. ઉપરાંત, ફરી પાછી વારવારા એકાએક અજાણતાં હલ્લો લઈને આવી ય ન પડે ! ઉંમર તો તેની ય મોટી થઈ છે. પણ હજી તે ખુબસુરત છે અને શોખથી પહેરે ઓઢે છે. એણે એના આદર્શ એક નાટકના પાત્રમાંથી શોધી કાઢ્યો છે. લાગણીવાળાં વેવલાં નાટકો તેને ગમે છે ય પુષ્કળ. પોતાની દીકરીનુ પણ તે એવું જ ભવિષ્ય વાંછી રહી છે. અને કે વિધાતા તેની એ ઇચ્છા પાર ન ય પાડે.

અદાનું શરીર હવે પહેલાં જેવું ગુલાબી અને તાજગીભર્યું નથી રહ્યું. હવે તે ફિક્કી, છાતીની નબળાઇ વાળી અને શિથિલ સ્નાયુઓવાળી બની ગઈ છે. વારવારાના પ્રશંસકો થોડાક ઘટી ગયા છે ખરા, પણ છેક ખલાસ નથી થઇ ગયા. કેટલાક તો જિંદગીના છેલ્લા દિવસ સુધી ટકી રહેશે એમ લાગે છે.

આમ આઠ વરસ વીતી ગયાં છે. ફરી પાછી વસંતની ખુશાલી પથરાઈ રહી છે. ફરી પાછી ધરતી અને માનવીઓ ઉપર

તે સ્મિત વેરી રહી છે. અને એની પ્રેરણાથી જગતની તમામ ચીજોને પ્રેમ કરતાં, પ્રફુલ્લતાં અને ગાતાં શીખી રહી છે.

મૅડમ મેરિયાનું ઘર આઠ વરસને અંતે ય ખિલખિલાટ કરી રહ્યું છે. જુવાન કંઠો અને હાસ્યો બારીમાંથી ફુવારાની જેમ સતત ફૂટી રહ્યાં છે. આખું ઘર ચેતના અને આનંદથી ઉભરાઈ રહ્યું છે. મૅડમ મેરિયા તો, અલબત્ત વરસો પહેલાં, લીઝા સાધ્વી બની ગઈ તેના બે વરસ બાદ મૃત્યુશરણ થઈ ચૂકી છે. માર્ફા પણ તેની જોડે જ જઈ સૂતી છે નસ્ટાસિયા પણ જીવતી નથી. આ ડોસી તેની સખી માર્ફાની કબર ઉપર રોજ જતી અને પ્રાર્થના કરતી કરતી પોતે ય એજ માર્ગે વળી છે.

પણ મેરિયાના માળો હજી વિખરાયો નથી. પારકે હાથ પણ પડયો નથી. લેનોચ્કા મોટી થઈ છે; એક અમલદાર સાથે તે પરણી છે; મેરિયાનો દીકરો હજી હમણાં જ પિટર્સબર્ગમાં પરણી વસંત ગાળવા વહુને લઈને ઘેર આવ્યો છે. વળી શુરોચ્કા પણ હવે તો દેખાવડી થઈ છે; એ ય અહીં જ છે. આ બધાંથી મેરિયાનો મધપૂડો ગૂંજી રહ્યો છે.

અલબત્ત, ઘરની બધી વ્યવસ્થા ફેરવાઈ ગઈ છે. નવા જુવાનોએ એમને અનુકૂળ આખી સૃષ્ટિ શણગારી છે. રોસ્કા (કૂતરી) જાડી થઈ ગઈ છે અને તેણે ય પોતાને માટે ઉપરના ખંડમાં સારી સરખી જગા કરી લીધી છે. ઘોડાઓ પણ ઘોડાળમાં સારા જમા થયા છે. નાસ્તાનો, ભોજનનો અને વાળુનો સમય અહીં તો ગોટાળામાં પડી ગયો છે—એક બીજામાં ભળી જાય છે! પડોશીના શબ્દોમાં "આવું તો કદી જનમારે જોયું સાંભળ્યું નથી"—એવા દિવસો આવી પહોંચ્યા છે!

જે સાંજની આપણે વાત કરીએ છીએ ત્યારે આ કુટુંબનાં સૌ પાનાં ખેલી રહ્યાં છે ને એમના હસવા ઉપરથી સમજાય છે કે ભારે મોજ જામી છે. સૌ હસી કૂદી રહ્યાં છે—અને વચ્ચે વચ્ચે દોડાદોડ પણ કરી મૂકે છે. કૂતરાઓ પણ ઓછી દોડાદોડ નથી કરી રહ્યા. પાંજરામાંનાં પંખીઓ પણ પોતાથી બને તેટલા મોટા કંઠે આ આનંદમાં ભાગ લઈ રહ્યાં છે.

આ ભરચક આનંદની ટોચે સૌ હતાં એવામાં એક ગાડી, કાદવથી ખરડેલે પૈડે, છેક દરવાજામાં આવી ઊભી. અને એમાંથી એક પિસતાળીસ વરસનો આદમી પ્રવાસના પોશાકમાં નીચે ઊતરી પડ્યો અને આશ્ચર્યચકિત દૃષ્ટિ ફેંકી અંદર દાખલ થયો. આગાનામાં કે બહારની ઓસરીમાં કોઈ ન હતું. દિવાનખાના આગળ આવતાં જ એકાએક તેનું બારણું ઊઘડ્યું અને શુરોચ્કા બહાર નીકળી. અને તેની પાછળ આખું ટોળું ચીસો પાડતું ઊલટ્યું. પણ તરત જ એક અપરિચિતને જોઈ સૌ સ્તબ્ધ બની ઊભાં રહી ગયાં. જો કે, સૌ હજી હસતાં જ હતાં.

એક જણે આવી પૂછ્યું: "આપનું નામ?"

"હું લેવ્રેટ્સ્કી" આગંતુકે કહ્યું.

સૌએ આનંદ અને ઉમળકાપૂર્વક ચિત્કાર કરીને તેને આવકાર્યો—નહિ કે, એ બધાં જુવાનો આ દૂરના અને લગભગ ભુલાઈ ગયેલા સંબંધીને જોઈ અનહદ આનંદમાં આવી ગયાં હતાં, પરંતુ આજે તેઓ ગમે તે વાતમાં આનંદ ઉપજાવવાની ધૂનમાં હતાં. તેઓ બધાં લેવ્રેટ્સ્કીને વીંટળાઈ વળ્યાં. સૌથી જૂની ઓળખાણવાળી લેનોચ્કાએ એને નામ દઈ બોલાવ્યો અને કહ્યું કે જો જરા વધારે વખત મળ્યો હોત તો તે તેને જરૂર ઓળખી પણ

કાઢત. અને પછી તેણે સૌની સાથે—પોતાના લગભગ ચાળીસેક વરસના વરની સાથે પણ—લેવ્રેટ્સ્કીનો પરિચય કરાવ્યો.

પછી સૌ ઊઠયાં. દિવાલો વગેરે ઉપરનો શણગાર બદલાઈ ગયો હતો, પણ લેવ્રેટ્સ્કીએ તરત જ ઓળખી કાઢયો. બારી ઉપરની ગુંથેલી ફ્રેઈમ હજી એની એ હતી. તેને આરામખુરસીમાં બેસાડી સૌ તેની આજુબાજુ વંટળાઈ બેઠાં. પ્રશ્નો, આશ્ચર્યોદ્ગારો, પ્રસંગો, ટુચકાઓ વગેરે ખૂબ ઝડપથી ચાલ્યું.

"ઓહો! તમને જોયે કેટલો બધો સમય થઇ ગયો!" લેનોચ્કા બોલી: "અને અમે વારવારાને પણ પછી કદી જોયાં નથી."

"સ્વાભાવિક છે." તેનો ભાઈ એકદમ વચમાં બોલી ઊઠયો. "આપણે પિટર્સબર્ગ ગયાં હતાં, પણ લેવ્રેટ્સ્કી તો એમનું સ્થાન છોડી કદી નીકળ્યા જ નથી લાગતા."

"હા, અને એ વખતે જ માતાજી અવસાન પામેલાં."

"અને એ પછી માર્ફા ફોઇ પણ" શુરોચ્કા બોલી.

"અને પછી નસ્ટાસિયા અને મોન્શર લેમ પણ."

"શું? લેમ પણ ગુજરી ગયા?" લેવ્રેટ્સ્કીએ પૂછયું.

"હા. અહીંથી તો તેઓ ઓડેસ્સા ચાલ્યા ગયા હતા. પછી ત્યાં જ ગુજરી ગયા."

"કંઈ સંગીતનાં કાગળિયાં પાછળ મૂકતા ગયાની તમને ખબર છે?"

"અમને તો એવી કંઇ ખબર નથી."

જરા શાંતિ છવાઇ અને સૌ એક બીજા સામું મૂંગું મૂંગું જોઈ રહ્યું. તમામ જુવાન ચહેરા ઉપર એક ઉદાસીનતાની છાયા છવાઇ ગઈ.

"પણ મારી ફોઇની પિલ્લી મેટ્રોસ હજી જીવે છે" લેનોચ્કા બોલી.

"અને સર્જિયસ પણ" તેનો ભાઇ બોલ્યો.

અને એનું નામ સાંભળતાં જ સૌ હસી પડ્યાં.

"હા—હજી જીવતા છે અને હજી પહેલાંની જેમ જ વાતો કર્યા કરે છે. અને સૌ એમની મશ્કરી પણ ઉડાવ્યા કરે છે."

"લીઝા બહેનના ખબર થોડા દિવસ પહેલાં હતા." પેલો છોકરો જ બોલ્યો. અને વળી પાછી નીરવતા છવાઈ ગઈ. "એમને ત્યાં સારું ફાવે છે—તબિયત પણ હમણાં સારી થવા લાગી છે."

"હજી એજ મઠમાં છે?" લેવ્રેટ્સ્કીએ પ્રયત્નપૂર્વક પૂછ્યું.

"હા."

"એ તમને લખે છે ખરી?"

"ના—કદી ય નહિ. અમે બીજી રીતે ખબર મેળવીએ છીએ."

એક ગાઢી નીરવતા પથરાઈ ગઈ—જાણે કોઇ ફિરસ્તો ધીમેથી પસાર થઈ ગયો!—સૌએ એવો અનુભવ કર્યો.

"ચાલો બગીચામાં જઈશું? હવે પહેલાં જેવો તો નહિ—પણ મઝાનો છે."

લેવ્રેટસ્કી બગીચામાં જઈ સૌથી પ્રથમ પેલું વૃક્ષ—જેની નીચે તેણે અને લીઝાએ જીવનની પરમ ક્ષણો—જે કદી પાછી આવી ન હતી, આવનારી ન હતી—ગુજારી હતી, ત્યાં તે ગયો. હવે તો ઝાડ કાળું પડી ગયું હતું પણ તો ય તેણે ઓળખી કાઢ્યું. અને જેની કદી સરખામણી ન થઈ શકે એવી મિષ્ટ અને કટુ લાગણી તેના હૃદયને ઘેરી વળી—વીતેલા યૌવનની આનંદપૂર્ણ વિષાદની લાગણી!

જુવાન દોસ્તોની સાથે સાથે લેવ્રેટસ્કીએ ચાલ્યા કર્યું. લીંબુનાં વૃક્ષો આ આઠ વરસમાં વધારે ગાઢાં બન્યાં હતાં; ઊંચાં પણ વધ્યાં હતાં. રાસપબરી ઝપાટાભેર ફેલાઈ ગયેલી હતી અને બીજી અનેક વેલીઓ, ઘાસ, વેલ, છોડ—તમામમાંથી મીઠી સુગંધ પમરી ઊઠતી હતી.

થોડે જતાં રમતનું સુંદર મેદાન આવ્યું. લેનોચ્કાએ તે બતાવ્યું અને બોલી: "આપણે પાંચ તો છીએ—"

"લે, તું તો મહેમાનને ભૂલી જ ગઈ?" તેના ભાઈ બોલી ઊઠ્યો.

લેનોચ્કા શરમાઈ ગઈ.

"પણ આ ઉંમરે એ કંઈ આપણી જોડે———" તે ખચકાતી બોલી.

"રમો, રમો—મારા તરફ બહુ ધ્યાન આપવાની જરૂર નથી. તમને સૌને હું કંટાળો નથી આપતો, એટલું જાણીશ તો ય મને ખૂબ સંતોષ થશે. મારે માટે તમારે કશી ચિંતા કરવાની જરૂર નથી. તમારી કલ્પનામાં ય ન આવે એવું અમ ઘરડા લોકો

પાસે તો ઘણું હોય છે, જેની ઉપર કલાકોના કલાકો એકલા વીતાવી કાઢીએ—તમારી રમત કરતાં ય અમારી એ પૂર્વ સ્મૃતિઓ વધુ આનંદપ્રદ હોય છે."

આ જુવાનિયાં માનપૂર્વક, છતાં જરા હસવાનો ઢંગ કરી લેવ્રેટ્સ્કીને સાંભળી રહ્યાં—કેમ જાણે શિક્ષક પાઠ આપતો હોય ને વિદ્યાર્થીઓ સાંભળતાં હોય! પછી સૌ એને છોડી રમતના મેદાન ઉપર દોડયાં.

લેવ્રેટ્સ્કી આ જુવાનોને રમતાં છોડી ઊઠયો. મકાનમાં દાખલ થયો. અને પિયાનોવાળા ખંડમાં જઈ પિયાનો પાસે ઊભો અને તેની ઉપર એકાદ આંગળી ફેરવી. એમાંથી ઊઠતા આછા સૂરે પણ એના હૃદયની સતારને ઝણઝણાવી નાખી. એ જ સૂર છેડીને પેલી રાતે લેમે હૈયું હલમલાવી નાખે તેવું અદ્ભુત સંગીત છેડયું હતું. પછી લેવ્રેટ્સ્કી દિવાનખાનામાં જઈને બેઠો અને લાંબો વખત એકલો પડી રહ્યો.

એ જ એ ખંડ હતો—લીઝાને વારંવાર એણે એ જ ખંડમાં નિહાળી હતી—એ જ મૂર્તિ આજે તેની આંખ સામે તરવરી ઊઠી. આ ક્ષણે ય જાણે તે હાજર હોય, એવો એ વાતાવરણે તેને અનુભવ કરાવ્યો. પણ તરત જ તેની વાસ્તવિક ખોટ અત્યંત વેધક અને કારમી બની રહી. સ્વજનના મૃત્યુ પછી પણ એક પ્રકારની શાંતિ માનવીના ચિત્તમાં જન્મે છે, એવી કશી શાંતિ અહીં તો ન જન્મી. હજી તો એ જીવતી હતી—ક્યાંક દૂર દૂર—પોતાથી ઘણે દૂર એ હતી; જીવતી હતી—માત્ર એની જ દૃષ્ટિને ગોચર રહી ન હતી. જીવનમાં એણે જે જે લાગણીઓ લીઝા વિષે અનુભવી હતી તે બધી અત્યારે હલ્લો કરી રહી. જેને તે અપાર ચાહતો હતો તેને

ભગવાં વસ્ત્રોમાં, દુબળી કાયામાં, શુષ્ક મુખભાવમાં તે કલ્પી જ ન હતો શકતો.

પણ જો એણે પોતે ય પોતાના શરીર ભણી નજર કરી હોત તો તે પોતાને જ આવો કલ્પી ન શક્યો હોત. આ આઠ વરસમાં તે આખરી કટોકટીમાંથી પસાર થયો હતો—જે કટોકટી-માંથી પસાર થયા વિના માનવીની સાચી કસોટી થતી નથી. તે પોતાના અંગત સુખની બધી વાત ભૂલી ગયો હતો, પોતાના હિત–સ્વાર્થને તેણે વેગળો કર્યો હતો. તે શાંત બન્યો હતો—અને શું કામ છુપાવવું જોઈએ?—તે વૃદ્ધ પણ બન્યો હતો. અને તે માત્ર મોં પરની રેખાઓ કે શરીરના હાડપિંજરની દૃષ્ટિએ નહિ, પણ મનથી યે. કેમકે, કંતાઈ ગયેલા શરીરમાં જુવાન હૈયું સંઘરી રાખવું મુશ્કેલ છે, એટલું જ નહિ પણ જોખમકારક યે છે. એ જ માનવીને માટે વૃદ્ધાવસ્થામાં શાંતિ હોઈ શકે છે, જેણે સત અને ભલાઈમાંથી શ્રદ્ધા ઉઠાવી લીધી નથી, જેનું સંકલ્પબળ હજી સુર-ક્ષિત છે, અને જે હંમેશાં કાર્યરત રહેવા પ્રયત્ન કરે છે. અને કહેવું પડશે કે લેવ્રેટ્સ્કી એવી શાંતિને લાયક હતો. તેણે પોતાની જમીન ઉપર રહી, જાત મહેનત કરી, પોતાને જ નહિ પણ તેના આખા પરગણાને ફાયદો થાય એટલા માટે, ખેતીમાં અખતરાઓ કર્યા હતા. અને બને તેટલું, શક્ય હોય તેટલું ત્યાંની ખેડૂત જનતાનું ભલું કર્યું હતું.

લેવ્રેટ્સ્કી પાછો ઉઠયો અને બગીચામાંના પેલા સુપરિચિત બાંકડા ઉપર જઈ બેઠો. અહીં જ——આ જ પ્રિયસ્થાને તેણે અમૃતથી છલકાતા પાત્ર પ્રત્યે પોતાના હાથ આખરને માટે અને વૃથા વૃથા લંબાવ્યા હતા!—આજે તે એકાકી હતો! ગૃહહિન હતો! —આ નવી પેઢીના આનંદી ઉદ્‌ગારો તેના કાનને આવી આવી

ભરી દેતા હતા ત્યારે તે ભૂતકાળ ભણી મીટ માંડીને બેઠો હતો!

એનું હૃદય ઉદાસ હતું પણ ઉન્મત્ત દર્દથી મુક્ત હતું. એણે કશા માટે શરમાવાનું ન હતું. ઊલટાં આશ્વાસન માટે એને કારણો હતાં. 'બેસો-બેસો-જુવાનો! બેસે જાઓ!' તે બબડયો. 'ભવિષ્ય તમારી સામે ઊભું છે. પણ ગભરાવ નહિ. તમારો જીવનપથ અમારા કરતાં જરૂર સરળ હશે. તમને અમારી જેમ, સત્યનો પંથ શોધવા માટે ભયંકર અંધકારમાં ઝઝૂમવાની, પછડાટ ખાઈ ફરી ફરી ઊભા થવાની જરૂર નહિ રહે. અમારે તો કિનારે કેમ કરી નીકળવું, શા આધારે તરવું, ભારે મથામણ કરી એ શોધી કાઢવાનું હતું. આહ! અમારામાંના કેટલા બધા લોકો એવા આધાર વિના જ ડૂબી ગયા!-પણ તમારે હવે એવું બધું સહેવાનું નથી. તમારે તો જે છે એનો ઉપયોગ કરવાનો છે, અને મારા જેવા વૃદ્ધના આશીર્વાદ તો તમને મળેલા જ છે.'

'મારે પોતાને તો-આ એક દિવસ અહીં ગાળ્યા પછી, બધી સ્મૃતિઓ તાજી કરી અનેક ઊર્મિઓ અનુભવ્યા પછી કશું અનુભવવાનું રહેતું નથી--સિવાય કે આખરી વિદાયની સલામ ભરી ચાલતા થવું. અને, અલબત્ત ઉદાસીનતાપૂર્વક, છતાં ઇર્ષ્યા કે નિરાશા કે વેદનાના રજમાત્ર સ્પર્શ વિના મૃત્યુની સાક્ષીએ, મારી વાટ જોતા ઇશ્વરની સાક્ષીએ કહી નાખવાનું રહે છે કે--ઓ ધન્ય એકાંત વૃદ્ધ જીવન! હવે તું તારી જાતને--તારા નિરુપયોગી જીવનને તારી મેળે ભસ્મીભૂત કર.'

લેવેટ્સ્કી ચૂપચાપ ઊભો થયો અને ચાલી નીકળ્યો. કોઇએ એને જોયો નહિ, કોઇએ એને રોક્યો નહિ. ઊંચાં વૃક્ષોની લીલી દિવાલો પાછળ આનંદ કલરવ હમેશ કરતાં વધારે ઊંચો ચઢયો.

લેવેટ્સ્કી પોતાની ગાડીમાં જઈ બેઠો અને કશી ધાંધલ કે ઉતાવળ વિના ઘર ભણી હાંકી જવા તેણે ગાડીવાનને કહ્યું.

"અને અહીં જ શું અંત આવી ગયો?" અસંતુષ્ટ વાચક કદાચ પૂછશે: "લેવેટ્સ્કી અને લીઝાનું પછી શું થયું?"

પરંતુ, જેઓ હજી જીવે છે, પણ આ દુન્યવી રંગભૂમિ છોડી ચાલ્યાં ગયાં છે–એવાંઓ વિષે શું કહી શકાય? આપણે શું કામ એ બધામાં પડવું જોઈએ? એમ કહેવાય છે કે, લીઝા રહે છે એ મઠમાં જઈને લેવેટ્સ્કીએ તેની મુલાકાત લીધી હતી. લીઝા સાધ્વીને ઘટતી રીતે તેની સામે બિલકુલ દૃષ્ટિ કર્યા વિના તેની પાસેથી નીચે મોંએ ધીમે ધીમે પસાર થઈ ગઈ હતી. કેવળ તેની પાંપણોમાં લગભગ અદૃશ્ય એવી એક આછી કંપારી પસાર થતી લેવેટ્સ્કીએ જોઈ હતી. લીઝાએ તેના ઉજ્જ્વલ મુખને જેક નીચું નાખી દીધું હતું. અને માળા ધારણ કરેલા તેના હાથોની આંગળીઓ એક બીજી સાથે વધારે જોરથી બીડાઈ હતી.

એ વખતે તેમને બંનેને શો વિચાર આવ્યો હશે? બંનેએ શું શું અનુભવ્યું હશે?—કોણ જાણી શકે? કોણ કહી શકે? જીવનને એની ક્ષણો હોય છે, એની લાગણીઓ હોય છે—આપણે બહુ બહુ તો આછી કલ્પના કરી શકીએ છીએ, પણ એમ જ હશે કે બીજું જ કંઈ—નિશ્ચિત તો કહી નથી શકતાં.